બાલસાહિત્ય

સ્વ૦ નારાયણ હેમચંદ્ર કૃત




પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા.

"સ્ત્રીબોધ અને બાળક"ના ગ્રાહકોને ભેટ ઇ સ ૧૯૨૫

# સદ્બોધ વાર્તાવળી.

(ભાગ ૧ થી ૬ સાચી ૭૭ વાતો.)

લખનાર

સ્વ૦ નારાયણ હેમચંદ્ર.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા;
મંત્રી—"સ્ત્રીબોધ" કાર્યાલય —અમદાવાદ

આવૃત્તિ બીજી ] ઇ સ ૧૯૨૫ [ પ્રત ૨૧૦૦

કિંમત બાર આના

# પ્રસ્તાવના.

નીરસ ઉપદેશ માનવ હૃદયના મર્મને સ્પર્શ કરી શકે એમ સદૈવ બનતુ નથી રાત્રદિવસ મનુષ્યને પકડી રાખીને ધર્મોપદેશ સભળાવ્યાથી ઉલટો ધીરે ધીરે તે વિરક્ત થઇ જાય છે પુષ્કળ માણસોને ' ધર્મ " ના નામ ઉપર સાધારણત એક જાતનો દ્વેષ થવા વિરાગ જોવામા આવે છે ધર્મપુસ્તકો ઘણા કારણોથી સાધારણ વાચનારને પ્રિય હોતા નથી એ સમાજની શોચનીય અવસ્થા છે, ત્હેમા કાઇપણ સન્દેહ જણાતો નથી, પરન્તુ આ અવસ્થાને સુધારવાને પ્રત્યક્ષભાવે કરવાનો યત્ન કર્યાથી પણ સફલ થવાની જેટલી જોઇએ તેટલી આશા રખાતી નથી જેનાથી મનુષ્યનુ મન મ્હેલાઇથી ખેચાય, તેવી રીતે ધર્મરાજ્યના સત્ય પ્રેરણ કરવા જોઇએ સુદર વાર્ત્તા, કાવ્ય તથા કહાણીની મોહિની શક્તિમા સત્ય અને સદુપદેશ વાચનારના હૃદયમા દૃઢ રૂપે અકિત કરી શકાય છે, એ ધારણાથી અને સ્વદેશની નૈતિક અવસ્થાની ઉન્નતિ થાય એવા ઇરાદાથી આ " **સદ્બોધ વાર્ત્તાવળી** " જનસમાજમા પ્રકાશિત કરવામા આવી છે.

પુષ્કળ ગુર્જર ભાષા-હિતેષી વાચનારાઓની પાસેથી આવી ખેદકારક વાત ઘણી વખતે સાભળવામા આવે છે કે આપણુ દેશીય સાહિત્ય સુપાઠ્ય નૈતિક પુસ્તકાવળીનુ જેટલુ જોઇએ તેટલુ ગૌરવ કરી શકતુ નથી શોધ કર્યાથી પણ એવાં પાચ છ પુસ્તકો મળવા કઠણ પડે છે કે જે પુરૂષ અને સ્ત્રી બનેના હાથમા વિનાસકોચથી આપી શકાય. આ સર્વથી મ્હોટો અભાવ કેટલેક અશે દૂર કરવાને માટે સુરૂચિસપન્ન વાર્તા આમા એકઠી કરવામા આવી છે વિશ્રામ તથા અવકાશની વેળાએ મન જ્યારે ગભીર વિષયનો રસાસ્વાદ કરવામા

મશગુલ થતુ નથી, ત્યારે ‘ સદ્બોધ વાર્તાવળી ’ જેવા પુસ્તક આ અવસર વાચનારનુ ચિત્ત રજન કરશે એથી આમા હિતકારી તોપણ મનોહારી વાર્ત્તાઓ દાખલ કરવામા આવી છે વિશેષ સમયે કોઈ વિશેષ ભાવવાળા માણસની દૃષ્ટિએ કોઇ કોઇ સુદર દૃષ્ટાત પઆથી ચિતાનો સ્રોત પરમાગે પ્રવૃત્ત કરે છે, એવી આશા રાખવી એ અન્યાયની આશા નથી

વાર્તાની બીજી ચોપડીઓ કરતા સદ્બોધવાર્ત્તાવળીમા ભેદ એ છે કે, આમાની સર્વે વાર્તાઓ ઘણીખરી સત્ય-બનેલી છે, અસભવ કલ્પના કલ્પિત નથી સદ્બોધ વાર્ત્તાવળીની ઘણીખરી વાર્તા ચોતરફથી લેવામા આવી છે પુષ્કળ બગાલી વાર્ત્તાના પુસ્તકો, ન્યુસપેપર અને માસિક પત્રોએ મ્હને ઘણી સહાયતા આપી છે

મુંબઇ,
તા ૧ જુલાઇ સન ૧૮૮૭ } નારાયણ હેમચદ્ર.



# બીજી આવૃત્તિ.

આ ઉપયોગી પુસ્તક ઘણા વખત થયા મળતું નહોતું, એટલું જ નહિ, પણ આ રીતે ઘણાઓને તો માહિતી પણ નહોતી. બાળકોને જોડી કાઢેલી બોધદાયક વાતો કહેવા કરતાં બનેલી સાચી વાતો કહેવી કે વંચાવવી, એ વધારે ઉપયોગી અને અસરકારક થાય છે અને તેટલાજ માટે અમારા 'બાળક' વિભાગના વાચનારાઓને આ વખત આ પુસ્તક ભેટ આપીએ છીએ.

આ પુસ્તકની મૂળ ભાષા બાળકોને સમજાવી બહુ મુશ્કેલ પડે તેવી હોવાથી, તે સુધારીને બની શકી તેટલી સરળ કરવા પ્રયાસ કર્યો છે તેમ છતાં કોઇ કોઇ મૂળના રૂઢ પ્રયોગ રહી ગયા છે, તે માટે ક્ષમા ચાહું છું.

જી૦ અ૦ મહેતા

## અનુક્રમણિકા.

# સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકો.

# सद्बोध वार्त्तावळी.

## ભાગ ૧—જીવનનું પરિવર્તન.

### ૧ બિલ્વમંગળ

બિલ્વમંગળ એક બ્રાહ્મણનો છોકરો હતો તે જુવાનીમાં ઘણો નઠારા છંદમાં પડેલો હતો એક દિવસે ત્હેના બાપનું શ્રાદ્ધ હતું તે દિવસે ઘોરતર તોફાન સાથે મુશળધાર વરસાદ વરસતો હતો આવી વેળાએ કોઇ પણ માણસ ઘરની બહાર નીકળવાને ડરે એમ હતું છતાં તે વિષયી યુવકનું ચિત્ત સ્થિર રહી શક્યું નહિ તે અંધારી રાતે મુડદાને લાકડું સમજીને એક નદી પાર થઇને પોતાની પ્રિય ગણિકાના ઘરની પાસે ગયો ઘરનો દરવાજો બંધ હતો એક સાપ દરવાજા ઉપરના દરમાં મો રાખીને લટકતો દીઠો તેને દોરડું સમજીને તેના આધારે બિલ્વમંગળ ઘર ઉપર ચડ્યો આ વખતે અને આવી રીતે તેને આવતો જોઇને તે ગણિકાને પણ તેના ઉપર ધિક્કાર ઉપજ્યો ને તે બોલી, "આહા! તમને ધિક્કાર છે! તમે જો આટલા આગ્રહની સાથે ભગવાનની ભકિત કરી હોત તો આટલા દિવસમાં તમે સિદ્ધિ મેળવી હોત" આ ધિક્કારવાળાં વચન ગુરૂપદેશ પ્રમાણે બિલ્વમંગળના હૃદયની આરપાર નીકળી ગયાં, ને તુરત તેના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો તેણે સંસારનો ત્યાગ કરીને વૈરાગ્ય ધારણ

કર્યો અને તીર્થયાત્રાએ જવાનુ નક્કી કર્યું થોડા દિવસ પછી એક દહાડો બિલ્વમંગળ વૃન્દાવનની તરફ જતો હતો જતા જતા તે એક ગામના સરોવરની પાસે એક ઝાડની નીચે બેસીને થાક ખાતો હતો, એ વખતે કોઇ વેપારીની બાયડી પાણી ભરવાને માટે સરોવર ઉપર આવી તે બાયડી ઘણી રૂપાળી હતી એક વખત મન દુરાચારમા રમી રહેલુ હોવાથી તેનુ બહુ ભયાનક ફળ થાય છે હૃદયને તે અપવિત્રતાના ઝેરમા એવી રીતે ઝેરી કરી નાખે છે કે આવા વૈરાગ્ય-વાળા મનમા પણ ફરી પાપી ભાવનો ઉદય કરાવે છે સ્ત્રી પાણી ભરીને જવા લાગી તેની પછવાડે પછવાડે બિલ્વમંગલ જઇને વેપારી-ના દરવાજા આગળ ઉભો રહ્યો વેપારીએ આ વેશધારી વેરાગી બિલ્વમંગળને જોઇને માનપૂર્વક પૂછ્યુ, "પ્રભો ! તમે દરવાજા ઉપર શા માટે ઉભા છો ?" તેણે કહ્યુ, "આપની પત્નીને એકવાર જોવા ઇચ્છુ છુ" વેપારીયે પત્નીને વસ્ત્રાલંકારથી સુસજ્જિત કરીને બોલાવી આ બ્રાહ્મણે બે સોયા મંગાવી તે સ્ત્રીને આપીને કહ્યુ, "માતા ! તમે આ સોયા મારી બન્ને આંખમા ભોંકીને આ પાપી નજરને એકી-વારે દૂર કરી નાખો મે તહમારા પવિત્ર મો ઉપર પાપીની પેઠે નજર કરી છે માટે આ આંખ હવે રાખીશ નહિ" વણી આનાકાની કર્યા પછી વેપારીની પત્નીએ તે પ્રમાણે કર્યું બિલ્વમંગળ ત્યારથી આંધળો થઇને અસહ્ય પીડા સહન કરવા લાગ્યો પરમેશ્વરના ઉપર જેનો એક વખત પ્રાણ લાગ્યો છે તે પુરૂષને પાપનુ કામ કરવુ તો બાજુએ રહ્યુ, પણ એક પાપનો વિચાર પણ જો તેના અંતરમા થાય તો તે તપેલા લોઢાના સળિયાની પેઠે પ્રાણને વીંધી નાખે છે તે વાત આની જોડે સરખાવતા એક સામાન્ય સળીઆથી બન્ને આંખને વિંધવી એ કંઇજ નથી

---

## ૨ તુલસીદાસ

તુલસીદાસ બ્રાહ્મણનો છોકરો હતો તે યોગ્ય ઉમ્મરે પરણ્યો હતો તે સંસારના મોહમા બંધાઇને તેની સ્ત્રીને ઘણો વ્હાલો હતો સર્વદા તે સ્ત્રીની સાથે ને સાથેજ રહેતો હતો સ્ત્રીનો સર્વસ્વ થઇ પડયો હતો જ્યા પોતાની સ્ત્રીની વાત થતી હોય ત્યાથી તે ઉઠતો નહોતો સર્વદા તેનેજ જોયા કરતો તે એક ઘડીપણ સ્ત્રીનો સંગ છોડતો નહોતો જ્યા સ્ત્રી જતી હતી ત્યા તુલસીદાસ પણ જતો હતો એક સમયે તેની સાસુ માંદી પડી, તેથી તેની સ્ત્રીને પિયરમાથી બોલાવવા માણસ આવ્યો પરંતુ તેણે સ્ત્રીને પિયરમા જવાની પરવાનગી આપી નહિ તે વેળાએ માણસ પાછો ગયો ફરીથી સમરાના ઘેરથી માણસ બોલાવવા આવ્યો તુલસીદાસ સ્ત્રીને મોકલવાને રાજી થયો નહિ અને જ્યારે માણસો ઉપરાઉપરી ઘણીવાર આવ્યા ત્યારે તેણે જવાની લાચારીથી રજા આપી તેની સ્ત્રી પિયરમા જવા નીકળી પણ તુલસીદાસને ચેન પડયુ નહિ, તેથી તે તેની પછવાડે જવા લાગ્યો સ્ત્રીની પુઠ કોઇ રીતે છોડી નહિ લજ્જાશીલ સ્ત્રી તે વેળા ઘણી વિરક્ત થઇને સ્વામીનો તિરસ્કાર કરવા લાગી, અને બોલી, " ધિક્કાર છે ! હજારા વાર ધિક્કાર છે તમને ! નિર્લજ્જપણે અને જંગલીપણે સ્ત્રીનો છેડો પકડીને ફરો છો તેથી શુ તમને લાજ આવતી નથી ? આના કરતા કાંસો ખાઇને મરવુ ઠીક છે જો તમે ઈશ્વરને માટે આવી રીતે વ્યાકુળ થતા હોત તો આ વર્તનનુ શુનુ શુ ફળ મળત ! " સ્ત્રી તરફથી આ તિરસ્કારની વાણી સાભળીને તુલસીદાસને જ્ઞાન ઉપજ્યુ, ને પોતાની જાતને તે ધિક્કારવા લાગ્યો તરત તેણે બાયડીનો પીછો છોડયો, પરંતુ તે ત્યાથી ઘેર ગયો નહિ ! સ્ત્રીની કનેથી શુ સાભળ્યુ હતુ ? ' જો તમે ઈશ્વરને માટે

આવી રીતે વ્યાકુળ હોત તો શુનુ શુ ફળ મળત ! " કોણ હવે તેને પાછો ઘેર ફરવે ? ભગવાન કોનો કેવી રીતે ઉદ્ધાર કરે છે તે કોણ જાણે છે ? ઘેર સસાર, બાયડી વિના જેને જગ્યે ચેન પડતુ નહિ તે તુલસીદાસ આજે એકદમ વૈરાગી થયો ! તે " ઇશ્વર ક્યા છે" એમ બોલતો બોલતો તેમની શોધમા પ્રવૃત્ત થયો ભગવાન એવો દયાળુ છે કે એકવાર વ્યાકુળ થઇને તેને બોલાવે તે ઉપર તે દયા કર્યા સિવાય રહેતો નથી અને તુલસીદાસ પોતાના ઇષ્ટદેવને મેળવીને કૃતાર્થ થયો.

---

## ૩ લાલા બાબુનો વૈરાગ્ય

બગાલમા લાલા બાબુ નામનો એક ધનવાન રહેતો હતો તેના વિષે લોકોમા કહેવાય છે કે તે જ્યારે અતુલ ઐશ્વર્યથી ભરપુર હતો, સ્ત્રી અને કુટુમ્બકબીલામા ઘેરાઇને રહેલા હતો આવી અવસ્થામા એક દિવસે બપોરે એક માછણ રસ્તા આવીને જલદીથી કહેવા લાગી, " મારી માછલીના પૈસા આપો, વખત થઇ ગયો છે, પાર થવુ છે " લાલા બાબુએ આ વાત સાભળી માછણની વાતથી અકસ્માત્ તેને પ્રાણમા એક અપૂર્વ ભાવનો ઉદય થયો ! તીક્ષ્ણ બાણની પેઠે તે વાત તેના અતરમા લાગી તેણે વિચાર કર્યો કે, ' વખત થઇ ગયો છે, પાર થવુ છે ! ખરી વાત છે ! મારે પણ આ ભવસાગરમાથી પાર થવુ પડશે, તેને માટે મે શુ કર્યુ છે ? મારે પણ પાર થવુ પડશે " આમ વિચાર કરીને તે પોતાના ધન દોલત છોડી દઇને અતિ દીન વશથી પ્રભુભક્તિને માટે વૃન્દાવનમા ગયો સન્યાસીની પેઠે રહીને પોતાના ઇષ્ટદેવતાની અર્ચનામા લાગ્યો અને પરમાનદથી દિવસ ગાળવા લાગ્યો

આપણા દેશના ધનવાનોએ આ ઉપરથી ઉપદેશ લેવાનો છે કે, ઐશ્વર્યથી જો સુખ શાંતિ મળતી હોત તો લાલા બાબુ પોતાનું પુષ્કળ ધન અને સંસારી સુખને અતિ અસાર અને તુચ્છ જાણીને ધર્મની શાંતિ મેળવવાને માટે ફકિર થાત નહિ કેવળ લાલા બાબુ જ નહિ પણ બીજા ઘણા માણસોએ સંસારનું ધન, ઐશ્વર્ય વગેરેને અતિ અસાર જાણીને નિત્ય નિર્મળ અને અક્ષય આનંદ ભોગવવાને માટે ધર્મનો આશ્રય પકડયો છે

## ૪ રૂપ ગોસ્વામી

રૂપ ગોસ્વામી બંગાળાના નવાબનો મુસલમાન વજીર હતો તે એક વખતે અંધારી રાતે મોટા તોફાન અને વરસાદમાં નવાબના કામને માટે કોઇ જગાપર જતો હતો જ્યારે તે એક ભંગીના ઘરની પાસે આવ્યો, ત્યારે ભંગિયાણીએ પગરવ સાંભળીને તેના સ્વામીને પૂછ્યું કે, "આવી અંધારી રાતે અને મુસળધાર વરસાદમાં કોણ જતું હશે ?" ભંગીએ કહ્યું, ' કુતરા સિવાય બીજું કોણ જાય ?" ભંગિયાણીએ કહ્યું, " આવી રાતે કુતરા પણ ઘરમાંથી બહાર નીકળતા નથી કોઇ બાદશાહનો નોકર હશે ' ભંગિયાણીની આ વાતથી વજીર સાવચેત થયો "સામાન્ય પૈસાને માટે તુચ્છ રાજ ગૌરવના લોભથી મનુષ્ય થઇને પશુ કરતા પણ અધમ વૃત્તિ અવલંબન કરીને જીવું છું" આવા વિચારથી તેના મનમાં ઘણો કલેશ ઉપજ્યો અનંત જીવનનો વિચાર વિસારી દઇને આ લોકની સમૃદ્ધિને માટે મન પ્રાણ લગાડી રાખ્યા છે, એ વિચારથી તેનું હૃદય દગ્ધ થવા લાગ્યું તરત તેણે સંકલ્પ કર્યો કે અનંત જીવન મેળવવાને માટે સર્વસ્વ છોડીશ આવી રીતે નક્કી કરીને ચૈતન્ય સંપ્રદાયનો તે સાધુ થયો

## ૫ અજાયબ ફેરફાર

અમેરિકાનો એક આબરૂદાર માણસ એક દહાડો ખલાસીઓની પ્રાર્થનાસભામા જતો હતો ઘણા જાણતા હશે કે અમેરિકાના ખલાસીઓમા ઘણાખરા ખરાબ ચાલના હોય છે જે રસ્તા ઉપરથી તે જતો હતો ત્યા એક ઘરના દરવાજા ઉપર એક ખલાસીને તેણે ઉભો રહેલો જોયો ખલાસી ખુશાથી ચીરૂટ પીતો હતો પેલો ભલો માણસ તેની પાસે જઇને કહેવા લાગ્યો, " ભાઇ ! દેવળમા ખલાસીઓની એક પ્રાર્થનાસભા થાય છે, ત્યા શુ તમે જશો ?" તેણે ધિક્કારની સાથે માથુ હલાવ્યુ ! તેથી પેલો માણસ શરમાયો અને પાછો બોલવા લાગ્યો, " ભાઇ ! હુ તમને કટાળો આપુ છુ તે માટે મને માફ કરજો દૂરથી તમારૂ મો જોઇને મને જણાયુ કે તમે આ સસારમા ઘણુ દુ ખ સહન કરો છો તમારે શુ મા નથી ?" આ સવાલ સાભળતાજ તે માણસના હૃદયમા જાણે એકદમ ઘા લાગ્યો હોયની તેમ મો ઉચુ કરીને તે એકી નજરે થોડો વખત સુધી તેના મો સામુ જોઇ રહ્યો પેલાએ પાછુ કહ્યુ, "મનમા લાવો કે, જો તમારી મા તમારી આગળ હોત તો તે તમને કેવી સલાહ આપત" પેલો ખલાસી હવે સહન કરી શક્યો નહિ ને એકદમ રડી પડ્યો તેના મનનો જુસ્સો રોકાતા કેટલોક વખત ગયો ત્યાર પછી તેણે આખો લોહીને કહ્યુ, "ચાલો જઇયે" એટલુ બોલીને તે માણસની સાથે તે પ્રાર્થનામદિરમા જઇને ઘણી ખુશીથી બેઠો

મરણ પામેલી માનુ મધુર નામ યાદ કરીને આવી રીતે કેટલા નઠ્ઠા ભૂડાના માણસો પીગળ્યા છે અને ધર્મની તરફ ખેચાયા છે તેની સખ્યા ગણાઈ શકાતી નથી " મા " એ નામની મધુરતા ઓર જ છે

## ૬ નાસ્તિકોનુ એકદમ બદલાવું

અમેરિકામા બે નાસ્તિક રહેતા હતા ધર્મસબધી દરેક વાત ઉપર હસવુ અને મસ્કરી કરવી, એ તેઓનુ દરરોજનુ કામ હતુ બન્ને નાસ્તિકમાના એક જણનુ મન એકાએક બદલાવા પામ્યુ તે પોતાના આત્માને વિષે તથા પાપપુણ્યને વિષે વિચાર કરવાનો આરભ કરવા લાગ્યો પરિણામે તે ઈશ્વરનો ભક્ત થયો પોતાના મિત્રમા આવો ઓચિતો ફેરફાર થયેલો જોઇને બાજો માણસ ઘણો અફસોસ કરવા લાગ્યો એક દિવસે વિશ્વાસી બધુ પોતાના નાસ્તિક બધુની પાસે ગયો નાસ્તિક બધુ કહેવા લાગ્યા, “ હાય ખેદની વાત છે ! તમારી પણ મતિમા ભ્રમ થયો મે વિચાર કર્યો હતો કે તમે બુદ્ધિમાન્ છો અને તમે કદિ નબળાઈ બતાવશો નહિ ” તે સાભળીને આસ્તિક મિત્રે કહ્યુ, “ તે વાત હાલ પડતી મૂકો હુ ઘણો વિપદમા પડવાને લીધે તમારી પાસે આવ્યો છુ હુ આજ કેટલાક દિવસથી ઘણો ક્લેશ ભોગવુ છુ કેટલીક રાત સુધી મને ઊઘ આવતી નથી તમે જો મારા મિત્ર હો તો મને આ દુખમાથી છોડાવો ” નાસ્તિક મિત્રે ઉત્સુકતાથી પૂછ્યુ, ‘ શુ થયુ છે ’ ” તેણે જવાબ દીધો કે, “૭ વર્ષ ઉપર એક દિવસે તમારા ઢોરના ટોળામાની ચાર ભેશ એકાએક મારી ભેશોમા આવી હતી મે તેના ઉપર તમારી નિશાની જોઇ હુ હતભાગ્ય કે તમારી ભેશોના લોભમા લોભાઇને મે તે નિશાની ભુસાડીને મારી પોતાની નિશાની તેના ઉપર કરી અને તે ચાર ભેશોને મારા ટોળામા મેળવી દીધી તે ભેશો હવે મારી પાસે નથી તેના બચ્ચા પણ નથી હવે કહુ શુ ’ તમને જો યાદ હોય તો તે ચાર ભેશોની કીમત આકીને અને ચાર વર્ષની આમદાની મેળવીને તેના જે પિયા થતા હોય તે મારી પાસેથી લ્યો પેલો મિત્ર

હસીને બોલ્યો, "હવે તેના રૂપિયા હુ શુ લઉ? મારી ચાર ભેંસો લીધી છે તો તેમા શુ થયુ? હવે તમને તેની કીમત આપવી પડશે નહિ" આસ્તિકે કહ્યુ, "તમે જો કિંમત નહિ લ્યો તો મારી ભુખ અને ઉંઘ જતા રહેશે તમે લેશો તો જ હુ દુઃખમાથી છુટો થઇશ નહિ લ્યો તો મારી રક્ષા થનાર નથી" તેનો અનુતાપ, તેનો તે ભાવ, અને ચારિત્રનો ફેરફાર જોઇને તે નાસ્તિકનુ ચિત્ત બદલાઇ ગયુ પોતાની હલકાઇ મનમા આવી તેના પ્રાણ વ્યાકુળ થઇ ગયા તે અસહિષ્ણુ થઇને બોલ્યો, "ભાઈ, મારી દરેક ભેંશની કીમત આટલી હતી તમે એના ઉપર વ્યાજ આટલુ આપો અને જલદીથી અહિંયાથી જતા રહો" એ દિવસથી તે માણસનુ પણ મન બદલાઇ ગયુ અને તે ખરો આસ્તિક બન્યો

## ૭ નવું જીવન

એક ઘણો પૈસાદાર માણસ હતો પૈસા હોવાને લીધે મનુષ્યનુ મન સ્વભાવત જે તરફ દોડે છે તેનુ તે તરફ પણ મન દોડતુ હતુ તેણે ધર્મને નામે અધર્મના વહેણમા પોતાના શરીરને વહેવરાવ્યુ હતુ પશુના જેવી પ્રવૃત્તિના પ્રવાહમા તે તણાતો હતો એક દિવસે તે પોતાના બગીચામા ફરવા ગયો હતો ત્યા એક ખુણા ઉપર વરસાદ અને તોફાનને સહન કરતી અચલ ઉભી રહેલી એક ઝુપડી હતી તે ફરતો ફરતો ત્યા પહોચ્યો ઝુપડીમા રહેનારાની હાલત ઘણી ખરાબ હતી, પરંતુ ગરીબ હોવા છતા તે સુખી હતો જીર્ણ દીન ઝુપડીની પાસે આવતા તે પૈસાદાર માણસના કાનમા એક મોટો અવાજ પડ્યો તે અવાજ સાભળીને તે ચમક્યો તે અવાજ કોનો છે અને ક્યાથી આવે છે તે જાણવાને માટે આતુર

ચિત્તે તે ઝુપડીની ઉઘાડી બારીની પાસે જઇને ઉભો રહ્યો ઝુપડી-નો માલીક તે વેળાએ પોતાના કુટુબને લઇને ઈશ્વરની ઉપાસના કરતો હતો ધીરે ધીરે તેનો અસ્ફુટ અવાજ સ્પષ્ટ સભળાયો તેની કરૂણાજનક પ્રાર્થનાએ આ ધનવાનના કઠોર પ્રાણને હચમચાવી મક્યા. તેના શુષ્ક, નીરસ, જીવનમા તેણે અમૃતમજીવની શક્તિ નાખી તે વિચાર કરવા લાગ્યો, "હાય ! જેને એક મુઠી અનાજ મળવાની પચાત છે, મહેનત મજુરી કરીને અથવા ભીખ માગીને જે પોતાનો ગુજારો કરવા સાથે કુટુબનુ પોષણ કરે છે, તે કેવા સુખી છે ! હુ ધનવાન છુ, જે કઇ જોઇયે છિયે તે મને તરત મળે છે, જે ઇચ્છા કરૂ છુ તે સર્વ પૂર્ણ થાય છે, પરતુ જેણે મને ઉત્પન્ન કર્યો છે, તેની કરૂણાની વાતનો તો હુ કદીપણ વિચાર કરતો જ નથી ! તેણે મને ઘણો પૈસો આપ્યો છે હુ તેમાથી સોમો ભાગ પણ ગરીબોને આપતો નથી હુ સસારના મોહ અને પ્રલોભનમા પડીને, સ્વાર્થનો દાસ થઇ રહ્યો છુ, હુ ઈશ્વરની કરૂણાનો કેમ અનુભવ કરી શકુ ? હવે હુ પ્રલોભનની માયામા ભોળવાવાનો નથી ઈશ્વરને ભૂલી જઇને માયાના શ્રોતમા તણાઈશ નહિ સસારની તથા પારકા-ની સેવા બજાવીશ,—પારકાનુ ભલુ કરવાનો યત્ન કરીશ ' ખરે-ખર આ બનાવથીજ તેના જીવનનો ઉજમાળો દિવસ ઉગ્યો



## ૮ એક નાસ્તિકનું નવાઇ જેવી રીતે બદલાવુ

એક પ્રખ્યાત નાસ્તિકે પોતાના પુસ્તકાલયની ભીત ઉપરના તકતામા " God is no-where, " અર્થાત્ "પરમેશ્વર ક્યાએ પણ નથી" એવુ લખી મુક્યુ હતુ તેના એક મરણ મનના છોકરાએ પિતાના પુસ્તકાલયમા જઇને ઉપરનુ લખેલુ આની રીતે વાચ્યુ -" G, o, d, God i s, is, n, o, w, now, h, e, r, e here=God is now here !" અર્થાત્ "પરમેશ્વર હાલ અહિ જ છે !" બાળકના મોએ આ વાત સાભળીને પેલા નાસ્તિક પિતાનો અવિશ્વાસ એકદમ જતો રહ્યો પરમેશ્વર કેવા એક સામાન્ય બનાવથી પોતાની મગળ ઇચ્છા પૂર્ણ કરે છે ! વિજ્ઞાન, દર્શન જે જે કરી દેખાડતુ નથી તે ઘણીક વખત સામાન્ય બાળકની વાત પૂર્ણ કરી બતાવે છે

---

## ૯ શુ કર્યાથી શુ નિપજે છે?

એક વખતે રેવરડ વિલિયમ ટેનેટે એક અવિશ્વાસીનો ખ્રિસ્તી ધર્મ ઉપર વિશ્વાસ લાવવાને માટે ઘણી મહેનત કરીને એક ભાષણ તૈયાર કર્યું હતુ પરતુ દેવળમા તે ભાષણ વાચવાની વેળાએ કોઇ રીતની હરકત આવ્યાથી લાચારીથી તેને બધ કરીને એક ન્હાની સરખી ઉપાસના કરી ચાલ્યો ગયો જેને માટે તેણે આટલી મહેનત કરીને ભાષણ તૈયાર કર્યું હતુ તેત્યા આવ્યો હતો ને ભાષણ કરનારનો એવો ભાવ જોયાથી પણ આશ્ચર્ય પામી વિચાર કરવા લાગ્યો કે મિ ટેનેન્ટ એક ઉત્તમ ભાષણકર્તા છે તે હમેશા પૂર્ણ ભાષણ કરીને બધાના પ્રાણ શુદ્ધ કરે છે, પરતુ આજે શા માટે

તે આવો થઈ ગયો હશે? જણાય છે કે બીજી કોઇ વખતે ઈશ્વરી શક્તિ એનામા કામ કરતી હશે આ સર્વનો વિચાર કરતા કરતા તેનુ મન બદલાઈ ગયુ પરમેશ્વર કેવી રીતે, કઈ વખતે અને કેવા કામથી મહત્ ઉદ્દેશ પૂર્ણ કરેછે તે સમજવાની માણસની શક્તિ નથી ધર્મ–પ્રચારકો ઘણી વખતે વિચાર કરે છે કે, કેવળ મોટા ગભીર અવાજથી લાબા લાબા ભાષણો આપીને મનુષ્યના પ્રાણને મુગ્ધ કરાય છે પરતુ જગદીશ્વર તેનાથી ઉલટા કામથી પણ તેના અનુગત સેવકોમા અદ્ભુત ફેરફાર કરાવે છે પરમેશ્વર આવા અસખ્ય ઉપાયથી પોતાની ઇચ્છા પૂર્ણ કરે છે

---

## ૧૦ નાસ્તિક પિતા

એક નાસ્તિકનો છોકરો રવિવારની ધર્મસબધી નિશાળમા દર રવિવારે જતો હતો ત્યા શિક્ષકો બાળકોને પ્રાર્થનાની આવશ્યકતા વગેરે વિષય ઉપર ઘણા સારાસારા સદુપદેશો આપતા હતા શિક્ષકો જ્યારે ઉપદેશ આપતા હતા ત્યારે નાસ્તિકનો છોકરો ધ્યાન લગાડીને તે સર્વ ઉપદેશ સાભળતો હતો એક દિવસે સવારે નિશાળમા જવાની વખતે તેની મા ઘરમા છોકરાને નહિ જોયાથી તેની શોધ કરવા લાગી બાળક થોડીવાર પછી માની પાસે આવ્યો માએ પૂછ્યુ, "તુ આટલી બધી વાર સુધી કયા ગયો હતો?" બાળકે કહ્યુ, "મા! હુ એકાતમા પ્રાર્થના કરતો હતો" ત્યારપછી તેણ પોતાની માને પૂછ્યુ, ' મા! મારા પિતા શુ પ્રાર્થના કરે છે?" માએ છોકરાની આ વાત તેના પિતાને કહી તે કોઇ વેળાએ પણ પ્રાર્થના કરતો નહોતો એ પોતાના છોકરાની આ વાત સાભળીને ઘણો

લજ્જાયમાન થયો ઉપલી વાત તેના અંત કરણમા એવી તો આરપાર ઉતરી ગઇ કે ત્યારથી ત્હેણે પોતાના જીવનમા પ્રભુની પ્રાર્થનાની આવશ્યકતા પ્રથમજ જાણી, અને તે પ્રાણદાતા પરમેશ્વરની શોધમા પ્રવૃત્ત થઇને આત્મા અને મનને સુખી કરવા લાગ્યો

---

## ૧૧ આશ્ચર્યકારક પરિવર્તન.

ઇ સ ૧૮૨૧ મા શેફિલ્ડ નગરમા એક ધર્મસભાના કોઇ ખાસ જલસામા, મહાત્મા જેમ્સ ગોડનને ત્યાના અનુતાપ ધામમા ભાષણ કરવાને માટે વિનતિ કરી હતી તેમા તેણે જઇ રાજી થઇને તે કામ પૂરૂ કયુ સર્વ માણસોએ તેને ત્યાની એક નિરાધાર સ્ત્રીની મુલાકાત લેવાને માટે અરજ કરી આ અરજ સ્વીકારીને તે પેલી સ્ત્રીની ખબર લેવા ગયો ત્યા તેને માલમ પડયુ કે આ સ્ત્રી બાલ્યકાલથી પ્રાય વીસ વર્ષ સુધી અતિ ધિક્કારવા લાયક ખોટા કામોમા પલોટાઈ હતી એટલુજ નહિ પણ વખતો વખત રાતે મુસાફરોનુ સર્વ લુટી લઇને તેને મારી નાખતી આમ વિવિધ પાપાચારના ફળથી તે એટલા બધા ભયાનક પક્ષાઘાતના રોગમા પડી હતી કે પોતાનુ શરીર ફેરવવાની શકિત પણ તેનામાથી જતી રહી રાત દિવસ પથારીમા પડી રહેતી હતી આગળ એક વેળાએ ઘોર અંધારી રાતે જ્યારે તે હતભાગિણી એક મુસાફરનુ સર્વ લુટીને તેને મારી નાખવાની તજવીજ કરતી હતી ત્યારે તે ભયભીત થયેલો મુસાફર તેના મો તરફ જોઇને બોલ્યો—“હે યુવતિ ! માણસ તારૂ આ કામ જોઇ શકતો નથી એ વાત ખરી, પરતુ જાણજે કે તે સર્વવ્યાપી ઇશ્વરની આખ તારા ઉપર રહેલી છે ” આ વાત સાભળીને તે થોડી ધીરી

પડી ત્યારપછી તે મુસાફરે તેને કેટલાક સારા સાર ઉપયોગવાળા ધર્મપુસ્તકો વાચવા આપ્યા મુસાફર પણ ઇશ્વરની કૃપાથી બચ્યો થોડા દિવસ પછી એક સમયે પેલા મુસાફરના વાક્ય તેના હૃદયમા એવા લાગ્યા કે, તે દિવસથી તેનુ હૃદય અનુતાપના અગ્નિમા બળવા લાગ્યુ ધીરે ધીરે ધર્મપુસ્તકો વાચવા પર તેની એટલી તો અત્યત આસક્તિ ઉત્પન્ન થઇ કે, મરણવાડની હાલતમા પણ જ્યારે હાથથી પુસ્તકનુ પાનુ ઉલટાવવાને અસમર્થ થઇ ત્યારે જીભથી તે હાથનુ કામ કરતી અને વાચતી હતી આ અનુતાપેજ ભવિષ્યમા તેના જીવનને દેવતુલ્ય કર્યું હતુ એટલુજ નહિ પણ તેણે પોતાની પહેલાની સોબતણોને પણ ઉપદેશ આપીને પાપના ઘોર નરકમાથી ઉદ્ધાર કર્યો હતો અને, તેના જીવનનુ આ આશ્ચર્યજનક પરિવર્તન સાભળીને તેણે તેને પોતાના જીવનનો ઇતિહાસ લખીને અનુતાપધામમા વાચવાની વિનતિ કરી હાથથી તે લખી નહિ શકયાથી તેનુ સમસ્ત વિવરણ મોએથી કહેવામા આવ્યુ હતુ! વાસ્તવિક રીતે પશ્ચાત્તાપના અગ્નિમા દાઝયા સિવાય મનુષ્ય કદી પાપથી મુક્તિ મેળવી શકતો નથી

---

## ૧૨ બાળકની પાસેથી ધર્મશિક્ષણ.

કોઇ એક આબરૂદાર માણસને ત્રણ છોકરા હતા જગતમા આબરૂદાર ગણાતા છતા તે ઘણો દારૂડિયો હતો તે રોજ રાત્રે દારૂ પીને પડતો આખડતો ઘરમા આવતો હતો સ્ત્રી તેનો યથોચિત તિરસ્કાર કરતી હતી પરતુ તે કોઇ રીતે અપમાન સમજતો નહોતો, અથવા તે પાપકર્મથી પાછો વળી શકતો નહોતો ઉલટ ત્હેના હૃદયમા વખતો વખત ક્રોધનો આવેશ થઇ આવતો હતો જે માણસને પાપકર્મ કરવાની ટેવ પડી ગઇ હોય છે, તે શુ સામાન્ય તિરસ્કારથી સાવચેત થઇ શકે છે? કદાચ સાવચેત થવાનો તે મનસુબો કરે તો

પણ તે વધારે વખત રહેતો નથી એક દિવસે તે સુરાપાન કરીને પડતો આખડતો ઘરમા આવ્યો કે તરતજ બાયડીએ તેની બગાબર ઝડતી લીધી અને તે વણી રોવા લાગી, પણ કોઇ રીતે તે પાષડનુ પથ્થરના જેવુ હૃદય પીગળ્યુ નહિ તે ક્રોધથી આધળો થઇને લાલ ચોળ થઇ ગયો અને જોરથી તેને લાતો મારવા લાગ્યો ! તેથી બાયડી રોવા લાગી આસુથી તેના ગાલ અને શરીર ઉપરના કપડા ભીજાઇ ગયા પથારીમા અડધા ઉંઘેલા એક બાળકના કાનમા અસ્ફુટ રોવાનો અવાજ ગયો તેથી બાળકે આખ ઉઘાડીને જોયુ તો હોલ-વાઇ જતા દીવાની એક બાજુએ મા સજળ નયનથી ઉભી રહેલી છે, અને બીજી બાજુએ પિતા તેની તરફ રોશ ભરેલી આખથી જોયા કરે છે બાળક સર્વ સમજ્યો સમજીને બોલ્યો, "પિતાજી, તમને પગે પડીને કહુ છુ કે, મારી માને હવે મારશો નહિ" પિતાએ તેને ઉંઘી જવાનુ કહ્યુ પણ તે ઉંઘ્યો નહિ પથારીની એક બાજુએ બેસીને પતિતપાવન ભગવાનને સાષ્ટાગ નમસ્કાર કરીને તે બોલ્યો, "ભગવાન્ ! મારા માબાપને સુખી કરો, પિતાજીને સન્માર્ગે લાવો, બીજુ કઇજ જ્હાતો નથી " બાળકનો અવાજ બધ થયો પરતુ તેની તે વિનીત પ્રાર્થના નિષ્ઠુર પિતાના કાનમા પ્હોચી તેણે કપડાથી પોતાનુ મો ઢાક્યુ તેનો ઉદ્દીપ્ત ક્રોધાનલ એકીવારે જતો ગ્યો તેના હૃદયમા પશ્ચાત્તાપનો અગ્નિ આટલા દિવસે સળગી ઉઠયો તેને લીધે આજ તેણે આસુના મેટીપા પાડયા તેના જ્ઞાનનો દરવાજો આજે ઉઘડી ગયો બાળકની હૃદયગુફામા આવી નીતિની વાત અને ઇશ્વિર ઉપર અત્યત ભક્તિ છુપાયલી હતી, એ તે જાણતો નહોતો તેના જીવનના પાપનો પડદો જતો ગ્યો ત્હેણે પોતાના બાળકની પાસેથી આજ ધર્મશિક્ષણ લીધુ

---

## ૧૩ બાળક ઉપરથી બોધ.

એ બાળકો પોતાની દાઇની સાથે સમુદ્રમા નાવા જતા હતા રસ્તામા એક બાળક એકદમ જમીન ઉપર બેસી ગયો અને દાઇને કહ્યુ, "હુ ઉતાવળે નીકળી આવ્યો છુ, તેથી પ્રાર્થના કરવી ભૂલી ગયો છુ " તે રસ્તેથી એક સ્ત્રી જતી હતી તે આ બાળકનુ આવુ બોલવુ સાભળીને પોતાના વ્યવહાર ઉપર વિચાર કરીને ઘણો પશ્ચાતાપ કરવા લાગી તેણે મનમા વિચાર કર્યો કે " આ બાળકનો વ્યવહાર મને ધિક્કાર આપે છે મે તો કોઇ દિવસે મારા જીવનમા કદી પણ ઇશ્વરની આગળ પ્રાર્થના કરી નથી !" ઈશ્વરની ઇચ્છાથી એક નાના બાળકના વ્યવહારથી તેની મોહનિદ્રા ભાગી તેઓ જ્યા સુધી ન્હાયા અને પ્રાર્થના કરી રહ્યા ત્યા સુધી તે તેઓની પાસે બેસી રહી ત્યાર પછી તે ઘેર જઇને એક ધાર્મિક મિત્રની સાથે વાતચીત કરવાને માટે માણસ બોલાવવા મોકલ્યો આ બનાવથી તેના જીવનનુ એક સ્થાયી પરિવર્તન થઇ ગયુ

---

## ૧૪ " ધન્ય પરમેશ્વર હવે હુ આરોગ્ય થયો "

મનુષ્યનુ મન હમેશા એવુ તો સસારમા આસક્ત હોય છે કે પ્રાય કોઇ રીતે તેમાથી સાવચેત થતુ નથી પરમેશ્વર સર્વદા પોતાના છોકરાને પાપ અને મોહના બધનમાથી છોડાવીને પોતાની તરફ લાવવાનો યત્ન કરે છે તે એટલા માટે વખતો વખત મનુષ્યને વિપદમા નાખે છે કે જેથી ફરીને તેની ઊંઘ જતી રહે એ સિવાય બીજા ઉપાય પણ કરે છે એક માણસ ઘણો ઐશ્વર્યશાળી હતો સાસારિક ધન ઐશ્વર્ય અને આ લોકના સુખમા રહીને તે સઘળા

સદ્ભાવ અને ધર્મભાવ શુષ્ક થઇ ગયા હતા સંસારના સુખ અને લાલચોએ તેના હૃદયના ઉપર અધિકાર જમાવ્યો હતો તેનો આ વ્યાધિ દિવસે દિવસે વધવા લાગ્યો થોડા વર્ષમા તેની બાયડીનુ મરણ નિપજ્યુ, તેનાથી પણ તે સાવચેત થયો નહિ ત્યારપછી કેટલેક દિવસે તેનો એક છોકરો પણ મરી ગયો તેથી પણ તેના પ્રાણમાની ભોગ વિલાસની સળગેલી આગ હોલાઇ નહિ આ રીતે તેનુ ઐશ્વર્ય જતુ રહેવા લાગ્યુ અને પશુઓ પણ મરવા લાગ્યા તેથી પણ તેની મોહ નિદ્રા દૂર થઇ નહિ અને તે પોતે ઘણો બિમાર પડયો તે વેળાએ પણ તેની દૂષિતચિંતા સ્રોતની ગતિ સ્વર્ગની તરફ ફરી નહોતી એક દિવસે તેના ઘરને આગ લાગી તેથી બધુ બળી ગયુ એવી વેળાએ કેટલાક માણસો તેને ઘરમાથી બહાર કાઢવાની તજવીજ કરતા હતા તે વેળાએ તે પાપાસક્ત માણસ પોતાની ભયાનક પાપ-ક્રિયાઓ યાદ કરીને કહેવા લાગ્યો, ' ધન્ય પરમેશ્વર ! હવે હુ આરોગ્ય થયો !" તેણે તે દહાડેથી પાપનો પરિત્યાગ કર્યો

---

## ૧૫ ઈશ્વરસેવાની દૃઢતા

એક વેળાએ કોઇ જવાન એક લડાઇના વહાણ ઉપર ખલાસી-ની નોકરીમા લાગ્યો હતો તે બાળપણથી રોજ ઉપાસના કરતો હતો ખલાસીના કામમા લાગ્યા છતા તેનો પહેલાનો અભ્યાસ છૂટયો નહોતો તે દરરોજ પોતાના બિછાનાની પાસે ગુડણીયાભેર બેસીને ઉપાસના કરતો હતો ખલાસીયોમા ઘણુ કરીને ધર્મભાવ વધારે જોવામા આવતો નથી ઉપરના લડાઇના વહાણના ખલાસીયોને આ જુવાનનો વ્યવહાર સારો ન લાગવાને લીધે સઘળા ખલાસીયોએ મળીને તેની

ઉપાસનામા હરકત નાખવાનો ઇરાદો પણ કર્યો તે કઇ વળાએ ઉપાસના કરવા બેસે છે તેની છુપી તપાસ મેળવીને તે વખતે સઘળા ખલાસીયો એકઠા થઇને તેના ઉપર ટોપી, બુટ અને કચરો ફેકવાનો આરંભ કરતા હતા આવી રીતે તેઓએ કેટલાક દિવસ સુધી કર્યું, તો પણ તેને ઉપાસનાથી વિરક્ત કરી શક્યા નહિ ભોગજોગે આ બધી વાત કપતાનને માલમ પડી તેણે સઘળા ખલાસીયોને એકઠા કરીને પેલા જુવાનને કહ્યુ કે, તારા ઉપર કોણ જુલમ કરે છે તે કહે જુવાને જવાબ આપ્યો કે કોઇના ઉપર મારે ફરિયાદ કરવી નથી કપતાને કહ્યુ કે આને ફરિયાદ કરવાના ઘણા કારણો છે આટલુ કહીને સઘળા ખલાસીયોને સાવચેત કર્યા કે હવેથી આને પજવવાને કોઇએ કોશીશ કરવી જો જાણવામા આવશે તો સજા થશે તે રાત્રે ઉપાસનાની વખતે ટોપી, બુટ અને કચરો ફેકવાને બદલે કોઇના પગલાના અવાજ જુવાનના કાનમા સભળાવા લાગ્યા અવાજ ધીરે ધીરે પાસે આવતો જણાયો, અને તેની ઉપાસનામા હરકત નાખનાર એક સોબતી આવીને ધીરેધીરે તેની જોડે ઘુટણ પર પડીને ઉપાસના કરવા બેઠો આમ થોડીવાર પછી એક બીજો પણ આવીને તે પ્રમાણે બેઠો આમ ધીરે ધીરે ચાર ખલાસીઓ આવીને તેની જોડે ઉપાસના કરવા બેઠા આ રીતે એક જણની સહિષ્ણુતા અને ઉત્તમ દૃષ્ટાતના ગુણથી આટલા સઘળા માણસોના હૃદય ઇશ્વરની તરફ ફર્યા



## ૧૬. સદ્વ્યવહારથી ચારિત્રનુ પરિવર્તન

કેટલાક વર્ષની વાત ઉપર આપણા દેશના કોઇ ગામડાના પોસ્ટમાસ્તરનુ ચારિત્ર ઘણુ આશ્ચર્યકારક રીતે બદલાયુ હતુ પોસ્ટમાસ્તરનો સ્વભાવ ઘણોજ ખરાબ થયો હતો તે ખરાબ લોકોની સગતમા પડીને નીચ ખુશી ખુશાલીમા કાળ ગાળતો હતો કોઇ સારા મનુષ્યોની સાથે ઘણું કરીને મળતોજ નહોતો નાના પ્રકારના માદક ખાવાપીવામા ને રાડો વગેરેમા જે કઇ કમાતો હતો તે સવળુ ઉડાડી દેતો તેની બાયડી અને છોકરા ભુખે મરવા લાગ્યા તે ગામની અગ્રેજી સ્કુલનો માસ્તર ઘણો ભલો માણુસ હતો તેણે પોસ્ટમાસ્તર અને તેના કુટુબની દુખદાયક સ્થિતિ લોકોને મોએ સાભળી તેથી તે ઘણો દિલગીર થયો, અને તેને સુધારવાનો તેણે દઢ નિશ્ચય કર્યો તેણે પોતાના મિત્રને કહ્યુ કે, "પોસ્ટમાસ્તરને શુ સુધારી શકાશે નહિ? એકવાર યત્ન કરી જોઇયે ચાલો આપણે એની પાસે જઇએ" બન્ને જણા પોસ્ટમાસ્તરને ઘેર ગયા પહેલા કોઇપણ આબરૂદાર માણસ તેને ઘેર જતા નહોતા દરરોજ સ્કુલનો માસ્તર એક બે પોતાના દોસ્તોને લઇને પોસ્ટમાસ્તરને ત્યા જવા લાગ્યો તેના આવા વ્યવહારથી પોસ્ટમાસ્તર મનમા ને મનમા ઘણો ડચવાતો હતો, પરતુ શરમને મારે તેની સાથે રોજ મળતો હતો દરરોજ સ્કુલમાસ્તર પોતાના નવા નવા મિત્રોને સાથે લઇને પોસ્ટમાસ્તરને ત્યા આવતો, ને તેની સાથે ઓળખાણ કરાવતી વેળાએ તેની ખ્યાતિ કરવામા ઓછાપણુ રાખતો નહોતો ધીરે ધીરે પોસ્ટમાસ્તર પણ તેઓની સાથે વધારે વધારે મળવા લાગ્યો પોસ્ટમાસ્તરે પોતાના આગલા ખરાબ ચાલના સોબતિયોને વિદાય કર્યા તેનુ ચરીત્ર સપૂર્ણ રીતે બદલાઇ ગયુ હાથમા રૂપિઆ રહેવા લાગ્યા તેથી કુટુબની

હાલત પણ સારી થઇ તેઓ સ્કુલમાસ્તરને અન્તઃકરણથી આશીર્વાદ આપવા લાગ્યા આ બનાવ બન્યા પછી પોસ્ટમાસ્તર કોઇક કોઇક વખતે કૃતજ્ઞતાના આવેગમા આવીને સ્કુલમાસ્તરને પ્રણામ કરીને કહેતો, “ભાઇ ! તમે એક ભલા માણસ છો ”

---

## ૧૭. ઈશ્વરભક્તિ.

અમેરિકામા એક અગ્રેજને ઘેર એક હબસી ગુલામ હતો અગ્રેજ તેના ઉપર ઘણી માયા રાખતો હતો અગ્રેજ જ્યારે ખાવા બેસતો હતો ત્યારે પેલા હબસીને તેના હુકમની વાટ જોવાને ટેબલની સામે ઉભુ રહેવુ પડતુ હતુ અગ્રેજમા સાચી ઇશ્વિરભક્તિ નહોતી તે ઘડિયે ઘડિયે વૃથા ઈશ્વરનુ નામ લેતો જ્યારે તે ઈશ્વરનુ નામ લેતો ત્યારે પેલો હબસી ભક્તિના બોજાથી માથુ નીચુ નમાવતો હતો એક દિવસે અગ્રેજે તેમ કરવાનુ કારણ પૂછ્યુ તેનો તેણે જવાબ આપ્યો કે, “પરમેશ્વરનુ પવિત્ર નામ સાભળ્યાથી મારૂ મન ભકિતરસથી ભરાઇ જાય છે તેથીજ હુ મસ્તક નમાવુ છુ” તેનો શેઠ તેની આ વાત સાભળીને જરાપણ અસતુષ્ટ થયો નહિ ઉલટો તે દિવસથી તેનો ઉપરયો ખરાબ અભ્યાસ દૂર થયો જો કે પેલો સરળ હબસી પ્રભુ તરફનો તેનો ખરાબ અભ્યાસ દૂર કરવાને માટે આવુ કરતો નહોતો, પણ વાસ્તવિક રીતેજ તેનામા ઇશ્વિરભકિત એવી તો પ્રબલ હતી કે તેનું મહાન્ નામ સાભળ્યાથી તેનુ મન ભકિતરસમા આર્દ્ર થઇ જતુ એજ પ્રેમ અને ભકિતના સાચા લક્ષણ છે

---

# ૧૮ એક છોકરીની ધર્મ ઉપર પ્રીતિ.

કોઈ નગરમા એક પ્રતિષ્ઠિત દેવળ હતુ તે દેવળથી થોડે છેટે એક સાધારણ માણસ પોતાના કુટુંબની સાથે રહેતો હતો તેની એક નાની ઉમ્મરની છોકરી હતી છોકરી કોણ જાણે દેવળની સુંદર આકૃતિથી ખેચાઇને, અથવા દેવળને મનોહર સાજથી સજ્જિત થયેલુ જોઇને દર રવિવારે ત્યા જતી હતી અને પાદરી જે કંઇ ઉપદેશ આપતો હતો તે ધ્યાન લગાડીને સાભળતી હતી આવી રીતે ત્રણ ચાર વર્ષ થઇ ગયા પછી તેની ઉમ્મર વધી તે વેળાએ દેવળની શોભા જોઇને ત્યા જતી નહોતી, તેમ કેવળ પાદરીનુ ભાષણ સાભળવાનેજ જતી નહોતી પણ એક નવો ઉપજેલો અનુરાગ તેને ત્યા લઇ જતો હતો અહો ! પરમેશ્વરનુ નામ જે માણસ એક વખત આતુર અતરથી યાદ કરી જાણે છે તે ગુનિગારા મનથી સમાગમા પાછો ફરે છે? ગમે તેમ હોય છોકરીને ઈશ્વરના પ્રેમમા નિમગ્ન થઇને આવી રીતે નિયમસર દેવળમા જતી જોઇને તેના માબાપ તેના ઉપર ઘણા ગુસ્સે થવા લાગ્યા અને તેને ઘણા મારવા લાગ્યા પરતુ તેઓનો તે જુલમ કેવળ વ્યર્થ ગયો કેવો આશ્ચર્યકારક બનાવ ! માબાપો જેટલો તેના ઉપર જુલમ ગુજારવા લાગ્યા તેટલો તેનો વિશ્વાસ વધારે દૃઢ થવા લાગ્યો તેના આત્માનુ બળ વધી પડ્યુ તે એક દિવસને માટે પણ દેવળમા જતી રોકાય નહિ

છોકરીને હજી પણ દેવળમા જતી જોઇને—અરે તેને પોતાનુ કહેવુ નહિ ગણકારતી જોઇને—એક દિવસ તેનો પિતા ક્રોધથી લાલ થઇને બોલ્યો—' મે તો દેવળમા જવાની મનાઇ કરી છે હવે જો તુ દેવળમા જઇશ તો તને ઘરમા ઘાલીશ નહિ,—હમેશને માટે

તારો પરિત્યાગ કરીશ" બાપની આ ભયાનક વાત સાભળીને પણ તે છોકરી કઇપણ ડગી નહિ શા માટે તે ડગે? સ્વય ઇશ્વર જેનો મદદગાર છે, તે શુ આવા સામાન્ય ભયથી ચલાયમાન થાય? છોકરીએ વાસ્તવિક કરુણામય પરમેશ્વરને પોતાના જીવનમા ઉપલબ્ધ કર્યો હતો તેણે જરાપણ ચલાયમાન ન થતા ઉલટી હિમ્મતની સાથે જવાબ આપ્યો કે, " જ્યારે તમે મારો પરિત્યાગ કરશો ત્યારે જે પિતાનો પિતા, જનનીની જનની છે, તે મને પોતાની શાતિમોડમા જરૂર આશ્રય આપશે તમારા સ્નેહથી વચિત થઇશ ખરી, પરતુ જે દયાનો સાગર, જે પ્રેમનો ભડાર છે, તેના સ્નેહથી હુ કદી પણ વચિત થઇશ નહિ " પોતાની કન્યાના આવા ગભીર વાક્યો તેના પિતાના અતરમા પ્રવેશ થયા, ઇશ્વરના પ્રસાદથી તેનો ખરો અર્થ તે સમજ્યો, અને તેથી કન્યાને સબોધન કરીને કહેવા લાગ્યો "બેટા! હવેથી હુ તારી ઉન્નતિના માર્ગે કાટારૂપ થઇશ નહિ, તુ નિયમસર દેવળમા જઇને તારા આત્માનુ ભલુ કર " કન્યાને આમ કહીને તે ચુપ બેઠો નહિ પણ પોતે કન્યાનો દાખલો લઇને તે પ્રમાણે કાર્ય કરવા લાગ્યો હવે તે કુટુબ સુખદાયક કુટુબ થયુ

---

## ૧૯. ખરો જવાબ.

કોલિન્સ નામના એક સ્વતત્ર વિચારવાદી નાસ્તિકે ( Free thinker ) કોઇ એક સરલ દિલના માણસને દેવળમા જતો જોઇને પૂછ્યુ કે, "તમે કયા જાઓ છો?" પેલાએ જવાબ આપ્યો, " દેવળમા પરમેશ્વરની ઉપાસનાને માટે જાઉ છુ " તે સાભળીને કોલિન્સે પ્રશ્ન પૂછ્યો, " તમારો પરમેશ્વર મોટો છે કે નાનો છે?"

પેલાએ જવાબ આપ્યો, " મહારાજ ! તે નાનો અને મોટો બન્ને છે તે એટલો મોટો છે કે, આ મોટુ આકાશ પણ તેની સીમા કરી શકતુ નથી વળી તે એટલો નાનો છે કે તે મારા હૃદયમા પણ રહે છે !" કોલિન્સ આ જ્ઞાનગર્ભ વિશ્વાસ અને ભક્તિની વાત સાભળીને સ્તભિત થઇ ગયો આ પડિતે એક વેળાએ કહ્યુ હતુ કે, " છેલ્લે ઉપલ્યા માણુસની વાતથી મારા હૃદયનો ભાવ બદલાવા પામ્યો હતો "

## ૨૦. સદુપદેશનો પ્રભાવ.

એક દિવસ જાણીતા ધર્મપ્રચારક જોન વાસૂલિને એક લૂટારાએ રસ્તામા પકડયો લૂટારાએ તેની પાસે જે કઇ હતુ તે માગ્યુ સહૃદય ઉદાર મનનો વાસૂલિ તરત પોતાના હાથમા જે કઇ હતુ તે લૂટારાના હાથમા મૂકી કહેવા લાગ્યો—" હુ તને કઇ કહેવા ઇચ્છુ છું તુ હમણા જે કામ કરે છે તેને માટે ભવિષ્યમા નક્કી ત્હારે રોવુ પડશે. " આવી રીતે બે ત્રણ હિતોપદેશની વાતો કરીને વાસૂલિ ત્યાથી રૂખસત થયો, અને લૂટારો પણ ત્યાથી નીકળીને લોકોના લૂટેલા ધનનો ઉપયોગ કરવા લાગ્યો

કેટલાક વર્ષ વીત્યા પછી એક દહાડો વાસૂલિ એક દેવળમા ઉપદેશ આપીને જતો હતો આ વખતે એક માણસે તેની પાસે આવી તેને પૂછ્યુ કે, " આપને તે દિવસની વાત શુ યાદ છે ? " વાસૂલિએ જવાબ આપ્યો, " હા, તે સર્વ મને યાદ છે " ત્યારપછી પેલા માણસે કહ્યુ, ' મહારાજ, હુ જ તે માણસ છુ આપના અમૂલ્ય ઉપદેશે મ્હારૂ જીવન ફેરવી નાખ્યુ છે હુ હવે નિયમસર દેવાલયમા જાઉ છુ અને ધર્મપુસ્તકમાના સ્વર્ગીય ઉપદેશો સાભળુ છુ " જેમ ભૌતિક જગત્‌મા પાણીનુ એક ટીપુ અને એક પરમાણુ પણ નાશ પામતુ નથી, તેમ ધર્મની એક ખરી અથવા સત્‌ વાતનો પણ નાશ થતો નથી

## ૨૧. નાસ્તિક અને અનાથ વિદ્યાલય.

વિલાયતમા એક નાસ્તિક અનાથવિદ્યાલયની પાસે એક ઘર ભાડે લઇને રહેતો હતો તે એક વિશેષ રીતથી નાસ્તિકતાના મતને માનતો હતો, અને વિચાર વગરના, અપદર્શી ધાર્મિકોને કુટિલ તર્ક-જાળ ફેલાવી હરાવતો હતો તેણે એક દિવસે પોતાના બન્ધુને કહ્યુ કે, "હુ આજે સવારે ઘણુ રોયો છુ હુ કોઇ વખતે આવુ રોયો નથી" હૃદય વિહીન, અલ્પદર્શી માણુસોજ ઘણુ કરીને સુકોમળ ધર્મનો મધુરભાવ નહિ સમજવાથી અવિશ્વાસી થાય છે તેઓના કઠોર આખમાથી આસુ પ્રાય નીકળતા નથી, તે કારણથી એ અવિશ્વાસીના રોવાની વાત સાભળીને તેનો મિત્ર આશ્ચર્ય સાથે કહેવા લાગ્યો "રોયો! શા માટે રોયો?" તેના નાસ્તિક દોસ્તે કહ્યુ, "આજે અનાથ વિદ્યાલયના ગરીબ છોકરાને આવતા જોઇને મારા મનમા આવ્યુ કે ધર્મ જો જગતનુ બીજુ કઇપણ ભલુ નહિ કરી શકે તોપણ આટલુ તો એનાથી થાય છે કે દરિદ્ર, આધાર વગરના છોકરાને સુખમા અને સ્વચ્છન્દમા રાખવાનો ઉપાય કરે છે"

---

## ૨૨. અવિશ્વાસીનો ઈશ્વર ઉપર વિશ્વાસ.

કોઇ નગરમા એક ગરીબ માણુસ રહેતો હતો તે એક દિવસ ઘણો માદો પડયો આ ખબર ત્યાના એક ધર્મ-પ્રચારકે સાભળતા, તે તરત તેને જોવા આવ્યો, અને ઓસડવેસડની તજવીજ કરી પછી તે રોજ તેને જોવા આવતો તેની સાથે વાતચીત કર્યાથી જાણવામા આવ્યુ કે, માદો માણુસ ઘણો નાસ્તિક છે, એટલુજ નહિ પણ દર રવિવારે પુષ્કળ માણુસોને એકઠા કરીને

તેઓની સામે ધર્મપુસ્તકની નિંદા કરે છે ઉપરાંત નાના પ્રકારની યુક્તિ લડાવીને પરમેશ્વરનું અસ્તિત્વ નથી એમ સિદ્ધ કરવાને માટે ઘણો યત્ન કરે છે આ સર્વ હકીકત જાણીને પણ પેલા ધર્મપ્રચારકે તેનો પરિત્યાગ કર્યો નહિ, ઉલટુ તેના ઉપર તે વધારે મમતા કરવા લાગ્યો પરમેશ્વરની કેવી આશ્ચર્યજનક કરૂણા છે ! આ સાધુનો સહવાસ મેળવીને અને તેની આગળથી ધર્મોપદેશ સાભળીને પેલા નાસ્તિકને ભાન આવ્યુ જે હૃદય પથ્થરના જેવુ સખત હતું તે હવે નરમ થઇ ગયુ આની રીતે તે જ્યારે પોતાની ઇચ્છાથી પોતાનો ભાવ દેખાડવા લાગ્યો ત્યારે તે ધર્મપ્રચારક સતુષ્ટ ચિત્તથી એક દિવસ તેની સાથે એકાતમા ઉપાસના કરવા બેઠો તેની ઉપાસના એટલી તો મધુર અને હૃદયગ્રાહી થઈ કે જે આખમાથી કોઇ દિવસ એક આસુનુ ટીપુ પણ નહોતુ પડતુ તેમાથી તે વખતે અનુતાપના આસુ પડવા લાગ્યા ! તેના હૃદયની જડતા જતી રહી અને તેથી તે સુખી થયો છેટલે પેલા સાધુનુ પવિત્ર જીવન જોઇને તેનામા એટલી બધી શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન થઇ કે તેને થોડીવાર નહિ જોઇ શકવા-થી તેને ઘણો ક્લેશ થતો હતો તે દરરોજ ઉપાસના કરતો હતો ખરો પરતુ ઈશ્વરની અવમાનના, ધર્મપુસ્તકોની નિંદા વગેરે પહેલાની પોતાની શોચનીય દુષ્કૃતિ જ્યારે તેને યાદ આવતી ત્યારે તેનુ હૃદય ચીરાઇ જતુ તે જ્યારે પેલા ઉપદેશકને જોતો ત્યારે હમેશા તે તેને કહેતો કે,–" મહારાજ ! હુ ઘણો પાપી છુ ઘણીવાર મે તે દયામયની અવમાનના કરી છે તેને છોડીને કેટલીયવાર મે કુકર્મ કર્યા છે હવે હુ કેવી રીતે નવજીવન મેળવી શકુ તેનો ઉપાય મને બતાવો " વાસ્તવિક, તે પહેલાના કરેલા અપરાધોને માટે એટલોબધો પસ્તાતો થતો હતો કે તેને ખાવામા પણ સુખ માલુમ પડતુ નહોતુ બધુ-

બાધવનુ હસવુ તેના હૃદયને કાટાની પેઠે ખૂચતુ હતુ સુવા, બેસવામા, ને સ્વપ્નામા તે કેવળ ઉપરનોજ વિચાર કરતો હતો ખરેખર આ વ્યાકુલતાજ તેને નવજીવન મેળવવાનો ઉપાય થયો હતો રોગ અને દુ ખની યત્રણામા તે એટલો બધો જીર્ણ થઇ ગયો હતો કે તેને પડખુ ફેરવવાને માટે બીજા માણસની મદદ લેવી પડતી હતી પરતુ ઇશ્વરતત્વની વાત સાભળતાજ પથારીમાથી ઉઠીને તે બેસતો હતો અને ઉપાસનામા સામેલ થઇને આનદિત થતો હતો આહા! ઇશ્વરના નામની કેવી અસાધારણ શક્તિ છે! કેવો અપાર મહિમા છે!

પાપહારી પરમેશ્વરને મેળવીને તેનુ ચિત્ત આનદથી ઉત્ફુલ્લ થયુ હતુ ખરૂ, ઇશ્વરના બળથી હાલ તે બળવાન થયો હતો ખરો, પરતુ દુ ખ દારિદ્રયે આવીને તેને એકદમ જર્જરીભૂત કરી મકયો હતો કાલે શુ ખાઈશ તેનુ ઠેકાણુ નહોતુ છેલ્લે તે દયાળુ હૃદયનો ઉપદેશક તેનુ દુ ખ જોઇને કાયર થયો અને તેને મદદ આપવા લાગ્યો પરતુ કેવો આશ્ચર્યકારક બનાવ? તે જરાજીર્ણ, શુ ખાઈશ તેનુ જેને ઠેકાણુ નથી, તે બોલ્યો,–“ મહારાજ! હુ આપની પાસેથી પૈસાની પ્રાર્થના કરતો નથી, આપ જો મહેરબાની કરીને રોજ આવી રીતે મારી પાસે આવીને ઉપાસના કરી જાઓ અને ધર્મજ્યોતિથી મારા મનને પ્રકાશ આપો તો હુ વિશેષ આભારી થઈશ ” આહા! એના જીવનમા કેવુ સુદર પરિવર્ત્તન થયુ હતુ!

---

## ૨૩. પુત્રનુ સત્ય સાહસ.

એક વખતે સાજે એક છોકરો પોતાને ઘેર આવીને પોતાના પિતાને કહેવા લાગ્યો–“ પિતાજી! હુ આજે દારૂ પીવાની વિરૂદ્ધમા

પ્રતિજ્ઞાપત્રમા સહી કરી આવ્યો છુ હુ તે પ્રતિજ્ઞા પાળી શકુ તેને માટે તમે મને મદદ આપશો કે નહિ ?" પિતાએ કહ્યુ "હા, હુ નિશ્ચય તને તેમા મદદ આપીશ" છોકરાએ કહ્યું, "પિતાજી! હુ એક પ્રતિજ્ઞાપત્ર લાવ્યો છુ તેમા તમે સહી કરશો ?" પિતાએ કહ્યુ "ચાલ્યો જા, ઘેલોએલો થયો છે કે શુ ? હુ જો દારૂ પીવો મૂકી દઉ તો મારા સોબતીઓ આવીને દારૂ પીવા બેસે ત્યારે હુ શુ કરૂ ? તે વેળાએ મને ઘણુ શરમાવુ પડે ને તેથી મારી આબરૂ રહે નહિ" બાળકે કહ્યુ "પિતાજી! એક વાર યત્ન કરીને જુઓ તો સહી ?" પિતાએ જવાબ આપ્યો, "જા જા, તુ હમણા ઘણુ બોલવા શીખ્યો છે" પુત્રે કહ્યુ "તેમ નહિ તો મને તમે દારૂ પીતી વેળાએ બાટલી લાવવાને તો કહેશો નહિ ને!" પિતાએ કહ્યું, "જરૂર! બાટલી લાવવાનુ તને કહીશ નહિ અને બાટલીને અડકવા દઈશ નહિ."

એ બનાવને કેટલાક અઠવાડિયા ગયા બાદ એક સાજની વેળાએ બે લશ્કરી અમલદાર તેને ઘેર આવ્યા તેને આવકાર દઈને બેસાડયા ત્યાર પછી તેઓએ દારૂ પીવાની ઇચ્છા જાહેર કરી તે વખતે તેના ઘરમા દારૂ ખુટી ગયો હતો તેથી પિતાએ પુત્રને પાસેની દારૂની દુકાન ઉપરથી એક બાટલી દારૂની લઇ આવવાને કહ્યુ પુત્ર માનની સાથે ઉભો રહ્યો, દુકાન ઉપર ગયો નહિ "શુ થયુ છે ? ઉભો કેમ, જા ત્યા જઇને કહી આવ કે અહી એક બાટલી મોકલે" આવુ પાછુ પિતાએ કહ્યુ તેથી બાળક લાચારીથી દારૂની દુકાન ઉપર ગયો, અને થોડીવાર પછી ખાલી હાથે આવ્યો તે જોઈને પિતાએ ગુસ્સે થઇને પુછયુ 'કયા છે બાટલી ? બાટલી ક્યા છે ?" પુત્ર શાતિથી હળવે હળવે કહેવા લાગ્યો "મે દારૂની બાટલી દુકાનદારની પાસેથી માગી પણ હતી તેણે બાટલી કાઢીને

મને લઇ જવાને કહ્યુ હુ દારૂને અડકયો નહિ પિતાજી, ગુસ્સે થશો નહિ ! મે કહ્યુ તમે દારૂ હમણાજ મોકલી દ્યો હુ કોઇ રીતે દારૂ લાવી શકતો નથી "

પુત્રનો વિનીત તિરસ્કારનો મર્મ સમજ્યાથી સુરાસકત પિતાને ભાન આવ્યુ ને તેના પ્રાણુમા ઘણો આઘાત લાગ્યો તેણે એકદમ બન્ને આવનારને કહ્યુ "જુઓ મહાશય, તમે બધુ સાભળ્યુ છે તમારી જેમ મરજી હોય તેમ કરો દારૂ આવે તો તમારી પીવાની ઇચ્છા હોય તો પી શકશો, પરતુ હવે પછી મારા ઘરમાથી એક ટીપુ પણ મળશે નહિ હુ આજથી એક ટીપુ પણ દારૂનુ મોમા મૂકીશ નહિ !" ત્યાર પછી સર્વની સામે પુત્રને તેણે પેલુ દારૂ નહિ પીવાનું પ્રતિજ્ઞાપત્ર લાવવા કહ્યુ તરત છોકરો સાનદ ચિત્તથી પિતાની પાસે પ્રતિજ્ઞાપત્ર લાવ્યો તેણે તરત તેના ઉપર સહી કરીને તે દિવસથી હમેશને માટે સુરાપાનનો અભ્યાસ છોડી દીધો બાળક પુત્રની દૃઢતાથી પિતાનો ઉદ્ધાર થયો

ત્યાર પછી દુકાનદારે બાટલી મોકલી જેમ આવી હતી તેમ ટેબલ ઉપર ગોઠવેલી તે રહી કોઇએ તેને હાથ પણ લગાડયો નહિ

## ૨૪. કન્યાદ્વારા પિતાનુ શુદ્ધિમાં આવવું.

આ સસારમા સામાન્ય વસ્તુમાથી ભગવાન જે મહાન્ ફલ ઉત્પન્ન કરે છે તેના ઉપર થોડો પણ વિચાર કર્યાથી સહૃદય પ્રેમિક સ્તભિત થઈ જાય તેમા વળી આશ્ચર્ય સરખુ તે શુ ? ઘણી વખતે તે અજ્ઞાન બાળકદ્વારા પણ ઘોર સંસારી ધર્મવિહીન પિતાને સાવચેત કરે છે અમે એ વિષે નિચેનો એક ખરો બનાવ લખિયે છિયે થોડા વર્ષ ઉપર વિલાયતમા એક ધનવાન માણસ રહેતો

હતો આ માણસે પોતાની હોશિયારી અને મહેનતથી પુષ્કળ પૈસો એકઠો કર્યો હતો, પરંતુ ધર્મ અને સર્વ ઐશ્વર્યનો મૂળ આધાર જે ઇશ્વર તેને તે વિસરી ગયો હતો સંસાર અને વ્યવહારના કાર્યમા તે એટલો બધો લાગેલો હતો અને તે સર્વને એટલો બધો ઉપયોગી સમજતો હતો કે ધર્મનો વિચાર કદી તેના સ્વપ્નમા પણ આવતો ન હોતો એક દિવસે સાજની વેળાએ પોતાના કામમાથી પરવારીને ઘેર આવીને કપડા બદલીને વિશ્રામ કરતા કરતા તેણે પોતાની એક પ્રિયતમ કન્યાને પોતાની પાસે બોલાવી બાળકી પિતાનો અવાજ સાભળતા જ આનદથી દોડતી દોડતી જઇને પિતાને ગળે વળગી પડી પિતા કન્યાના મુખને ચુબન કરી તેની સાથે વાતચીત કરવા લાગ્યો તરેહવાર રીતે થોડા વખત સુધી વાતચીત કર્યા પછી બાલિકા પિતાને સબોધી કહેવા લાગી, "પિતાજી ! હુ જો તમારા જેવડી મોટી હોત તો ઘણુ મારૂ થાત !" પિતાએ બાલિકાનુ આમ બોલવાનુ કારણ જાણવા માટે તેને પૂછ્યુ કે, "મારા જેવડી મોટી હોત તો શુ મારૂ થાત ?" બાલિકાએ જવાબ આપ્યો, "પિતાજી ! અમે નાના છીએ તેથી અમને નિશાળમા જઇને પ્રાર્થના કરવી પડે છે પરતુ જો હુ તમારા જેવડી મોટી હોત તો મને પ્રાર્થના કરવી પડત નહિ, કારણ કે તમે તો કદી પ્રાર્થના કરતા નથી ! તમે જ્યારે મારા જેવા નાના હશો ત્યારે શુ પ્રાર્થના કરતા નહિ હશો ?" બાળકીના આવા સરળ વાક્યોએ પિતાનુ હૃદય ઘણુ વ્યાકુળ કરી મુક્યુ જે હૃદય સેકડો ધર્મોપદેશથી ચળ્યુ નહોતુ, તે આ સામાન્ય બનાવથી, આત્મચિતાથી અને પહેલાની યાદદાસ્તથી અસ્થિર થઇ પડ્યુ ! પિતા તે દિવસથી સર્વસ્વ છોડી દઇને ધર્મનો ભિખારી થયો, અને તેણે પોતાનો પ્રાણ દયામય પરમેશ્વરના ચરણમા આખી ઉમ્મરને માટે સમર્પણ કર્યો

---

## ૨૫. એક શ્રોતાની સામે ભાષણ.

અમેરિકા ખડમા ડાક્ટર લિમન બીચાર નામનો એક પાદરી હતો તે ઘણા સારો ભાષણ કરનારો હતો તેને વિષે એવુ કહેવામા આવે છે કે જ્યારે તે જુવાન હતો, ત્યારે એક વખત તેના એક મિત્રે માદા પડવાથી પોતાના માટે દેવળમા પ્રાર્થના કરવા તેને વિનતિ કરી જે રવિવારે બીચારને પોતાના બધુ પાદરીના દેવળમા પ્રાર્થના કરવાની હતી, તે દિવસે ભોગજોગે ઘણુ તોફાન થતુ હતુ, અને ઘણો વરસાદ વરસતો હતો એવી વખતે કોઇ પણ માણસ ઘરમાથી નીકળી શકે એમ નહોતુ, તે છતા બીચાર પોતાની ફરજ પુરી પાડવા વાસ્તે દેવળમા યથા સમયે ગયો પણ ત્યા તે વેળાએ કોઇ પણ માણસ આવ્યુ નહોતુ તે થોડીવાર વાટ જોતો બેઠો, પણ કોઇ આવ્યુ નહિ ત્યા તેણે બાઇબલ ઉઘાડીને વાચવા માડ્યુ અને પ્રાર્થના કરવાનો આરભ કર્યો એટલામા એક માણસ આવ્યો તે કઇ ઉપાસના કરવાના ઇરાદાથી આવ્યો ન હોતો પણ વરસાદ જોરથી પડવાને લીધે ચાલવાને અસમર્થ થયો હતો તેથી થોડો વખત આશરો લેવાના ઇરાદાથી આવ્યો હતો વરસાદ બધ થઇ જાત તો તે નાશી જાત બીચાર તેને આવેલો જોઇને પોતાનો સકલ્પિત ઉપદેશ આપવા લાગ્યો વરસાદ બધ થયો, પણ તે માણસ ઉઠ્યો નહિ ઉપદેશે તેના ચિત્તને ખેચ્યુ હતુ ઉપદેશ, ઉપાસના, પ્રાર્થના વગેરે થઇ ગયા પછી તે માણસે બીચારની સાથે થોડીક વાતચીત કરી ને ત્યાર પછી બન્ને એક બીજાથી જુદા પડીને પોત પોતાને મુકામે ગયા

આ બનાવને આશરે ૨૫ વર્ષ થઈ ગયા પછી એક દિવસે કોઇ સભામા એક વૃદ્ધ પુરૂષ એકદમ બીચારની પાસે આવીને નમ્ર-

તાની સાથે પૂછવા લાગ્યો, "મહારાજ, મને આપ ઓળખો છો ?" બીચારે અજાયબ થઇને કહ્યુ "નહિ" તે માણસ બોલ્યો, "આજથી આશરે ૨૫ વર્ષ ઉપર એક દિવસે ઘણો વરસાદ વરસતો હતો તે દિવસે અમુક દેવળમા આપ પાદરીના કામમા હતા તે શુ યાદ નથી ?" બીચારે કહ્યુ, "હા છે" ઉપલ્યા માણસે ફરી કહ્યુ "તે દિવસે તે દેવળમા એક માણસ હાજર હતો, અને તેનીજ પાસે આપે ઉપદેશ આપ્યો હતો તે શુ યાદ નથી ?" બીચારે જવાબ આપ્યો, "હા છે" તે માણસે કહ્યુ, "મહારાજ ! હુજ તે માણસ હુ આપને સુખદાયક ખબર આપવા આવ્યો છુ કે તે દિવસનો ઉપદેશ મને નવજીવન મળવાનુ કારણ થયુ હુ તેની પહેલા ઘણો સંસારી અને ખરાબ ચારિત્રનો હતો ધર્મની વાત હુ કઇજ જાણતો નહોતો બેફિકર થઇ હુ પાપના માર્ગમા ફરતો હતો સંસારમાં ધન, માન ઉત્પન્ન કરવાની ફિકરમા લાગેલો હતો આપના તે ઉપદેશની અસરથી તે દિવસે જગદીશ્વરે મારા હૃદયનો પથ્થરનો દરવાજો ઉઘાડો કરી નાખ્યો હતો ત્યારથી હુ આત્મામા રત થયો, અને મે ઈશ્વરની આગળ પ્રાર્થના કરવાનો આરંભ કર્યો ધીરે ધીરે મે મારો વેપાર છોડી દઇને ધર્મપ્રચાર કરવાનુ વ્રત લીધુ છે આપ સાભળીને કદાચ ખુશી થશો કે આ અધમના દ્વારા જગદીશ્વરે ૩૦૦ માણસને ધર્મને માર્ગે આણ્યા છે મારી અરજ છે કે આપ હમણા મારી સાથે આવીને મારૂ કાર્યક્ષેત્ર જુઓ."

ઈશ્વરના રાજ્યમા વિશ્વાસની સાથે બીજ વાવો એ રાજ્યમા સારી વાત મરતી નથી જો એક આત્માને પણ મુક્તિના માર્ગે લાવી શકિયે તો તે એક આત્મા ફરી ઘણાક આત્માને લાવી શકશે

---

## ૨૬. બાલિકની પ્રાર્થના.

એક માણુસ ખરાબ સોબતમા પડીને બહુજ બગડી ગયો હતો એક દિવસે તે ઉઘતો હતો તે વખતે તેની એક નાની છોકરી બારી આગળ ઘુટણપગ બેસીને પ્રાર્થના કરતી હતી–"હે ઈશ્વર, મારા પિતાનુ મન ખરાબ માર્ગથી ફેરવો, તેનુ ચારિત્ર પહેલાના જેવુ કરો માનુ કરમાએલુ મુખ પ્રફુલ્લ કરો તમારી ઇચ્છા પૂર્ણ થાઓ।" આ વખતે તેની માએ ઘરમા પ્રવેશ કરીને કન્યાની પ્રાર્થના સાભળી આસ્તે આસ્તે છોકરીના પિતાને ઉઠાડીને તે કહેવા લાગી "સાભળો, મિલિ થડી પ્રાર્થના કરે છે" કન્યા પાછી પ્રાર્થના કરવા લાગી, "હે ઈશ્વર, પિતા મને પહેલાના પ્રમાણે સ્નેહ કરે અને ખરાબ રસ્તો છોડે, એવો આશીર્વાદ કરો" તેની મા હૃદયનો વેગ રોકી નહિ શકયાથી બોલી ઉઠી, "પ્રિયતમ! આપણે એકઠા થઇ જે દુખ ભોગવ્યુ છે, આપણા લગ્નની વેળાએ જે પ્રતિજ્ઞાથી તમે બધાયા છો અને મારા ઉપર એક વેળાએ જે પ્રેમ કરતા હતા, તેના તમને સમ છે હવે તમે આ બાળકના જીવનને દુખભારમા દબાવી રાખશો નહિ આવો, આપણે પાછા સુખથી દિવસ ગાળીએ" તે વેળાએ પેલા માણુસનો વિવેક તેનો ધિક્કાર કરવા લાગ્યો તેની આખો આસુથી ભરાઇ ગઇ અને તે કહેવા લાગ્યો, "ઈશ્વરના આશીર્વાદથી મારા તરફથી હવે તમને કષ્ટ થશે નહિ' તે દિવસથી તે સુધરી ગયો અને પોતાની પ્રતિજ્ઞા પાળવા લાગ્યો

## ૨૭. માતાના સ્નેહનો વિજય.

એક પૈસાદાર માણસને એકનો એક છોકરો હતો તેને બીજુ કંઇ છોકરૂ હૈયુ નહોતુ પૈસાદારે અને તેની બાયડીએ બાલ્યકાળથી લાડ લડાવીને છોકરાને ખરાબ કરી નાખ્યો હતો તે વિદ્યાભ્યાસ ઉપર ધ્યાન આપતો નહોતો જેને શીખવુ જોઇતુ હતુ તેના ઉપર કંઇ પણ નજર આપતો નહોતો ધીરે ધીરે બાળક જ્યારે જુવાનીમા આવવા લાગ્યો ત્યારે તેનો ખરાબ સ્વભાવ વધારે બગડી ગયો તે સર્વદા ખરાબ માણસોની સગતમા રહીને નાના પ્રકારની ખરાબ લતમા લાગ્યો રહેતો, અને આડોશીપાડોશીના ઉપર ઘણો જુલમ ગુજારતો હતો માબાપે આજ્ઞા, તિરસ્કાર અશ્રુપાત વગેરે વિવિધ ઉપાય અજમાવી જોયા, તોપણ તેઓ કોઇ રીતે ખરાબ સ્વભાવના જુવાનમા ચેતન્ય ઉપજાવી શક્યા નહિ તે દિવસે દિવસે પાપના ઉંડા ખાડામા નિમગ્ન થતો ચાલ્યો છેવટે વારે જ્ઞાતિ કુટુબ વગેરે આડોશીપાડોશીઓએ તેના જુલમથી કંટાળીને તેના પિતાને કહ્યુ "આવી રીતના પુત્રનો તમે ત્યાગ કરો જે કુળનો કલક અને વરનો કટક છે તેને પુત્ર કરીને માનશો નહિ તમે તમારા સર્વ વિષય વારસાથી તેને બાતલ કરો" ગૃહસ્થે જાતિજનોની આ સૂચના સાભળીને પુત્રને સાવચેત કર્યા પરતુ તેથી પણ તેની આખ ઉઘડી નહિ છેલ્લી વારે સગાવ્હાલાઓએ એક અવાજથી કહ્યુ કે, તેનો ત્યાગ નહિ કરશો તો અમે તમારી સાથે કંઈપણ સામાજિક સબધ રાખીશુ નહિ આવી રીતનો ભય દેખાડયાથી છેવટે તે ગૃહસ્થે પુત્રનો ત્યાગ કરવાનુ કબૂલ કર્યુ

જે દિવસે છોકરાનો ત્યાગ કરવાની ક્રિયા કરવાની હતી તે દિવસે તે ગૃહસ્થે પોતાના ઘરમા આડોશીપાડોશી, સગાવ્હાલાઓને

બોલાવ્યા હતા તે વેળાએ પેલો પાપાસક્ત યુવક બીજા એક ખડ-માં સોબતીઓની સાથે જુગાર રમવામા મશગૂલ હતો ત્યા એક એક માણસ આવીને તેને કહેવા લાગ્યો, "હે ભાઇ! તુ હમણા શુ કરે છે? બીજા ખડમા જઇને જો તો ખરો, તારો પિતા સર્વની સામે લખત કરીને તને જન્મભરને માટે પિતૃધનથી વચિત કરે છે" તે સાભળીને યુવક હસીને કહેવા લાગ્યો, "ત્યાગ કરે તો ભલે હુ પિતાનુ ધન ચ્હાતો નથી હુ આ દુનિયામા મારા યત્નથી ધન પેદા કરીશ" એવુ બોલીને પાછો તે જુગાર રમવા લાગ્યો થોડીવાર રમ્યા પછી તે પોતાના સોબતીને કહેવા લાગ્યો, "તમે સર્વ જરા થોભો મને સર્વ ધન ઐશ્વર્યથી મારો પિતા વચિત કરે છે તો આ વખતે ભય દેખાડીને કેટલાક રૂપિયા લઇ આવુ" આ પ્રમાણે કહીને એક તરવાર હાથમા લઇને જ્યા બધા આડોશીપાડોશી અને માબાપ બેઠા હતા તે ખડની તરફ જઇને દરવાજાની પાસે છુપાઇને જોવા લાગ્યો તેણે જોયુ કે ત્યાગપત્ર લખાઇ પરૂ થયુ છે અને આવેલા માણસોએ એક પછી એકે પોતાના દસ્કત કર્યા છે બધાના દસ્કત થઇ ગયા પછી પેલા યુવકનો પિતા લખત ઉપર સહી કરવા જાય છે તેટલા-મા તેની સ્ત્રીએ દોડી આવી તેનો હાથ પકડયો, અને કહ્યુ, "ઘણા વર્ષોથી આપણુ લગ્ન થયુ છે, આજ સુધીમા મે કઇપણ તમારો પાસેથી ભિક્ષા માગી નથી આજ મને આ ભિક્ષા આપો કે આપણા એકના એક છોકરાને રસ્તે ભટકતો ભિખારી કરશો નહિ તેણે ઘણુ ધન ઉડાવ્યુ છે, બાકી રહેલુ ધન ઉડાડશે, આપણે કદાચ તેને માટે મરીશુ, પરતુ તેના ઉપર કઠોર વ્યવહાર કરીશુ નહિ થોભો હજી પણ જગદીશ્વર તેનુ મન ફેરવી શકશે" આ પ્રમાણે કહીને યુવકની મા વ્યાકુલ થઇ રોવા લાગી આથી તેના પિતાનુ પણ હૃદય પીગળ્યુ

તેણે આડોશીપાડોશી અને સગાવ્હાલાને કહ્યુ, " મ્હને ક્ષમા કરો હુ મ્હારા એકના એક છોકરાનો પરિત્યાગ કરી શકતો નથી તેણે પોતાની ફરજ બજાવી નહિ તેથી હુ તેનો પિતા થઇને આવુ કામ કરીશ નહિ કદાચ દરિદ્ર થઇને હુ રસ્તાની એક બાજુએ બેસી ભીખ માગીને ખાઇશ, તથાપિ પિતા થઇને છોકરાનો ત્યાગ કરીશ નહિ આપ મ્હારી સાથેનો સર્વ પ્રકારનો સામાજિક સબધ ભલે છોડો " પેલો પાપાસક્ત યુવક જે ઘણા દિવસથી માના આસુ જોઇને તેની મશ્કરી કરતો હતો અને માર મારી તેના કોમળ અગને જેણે જરજરિત કર્યુ હતુ, તે પણ આજ આ બે છબી જોઇને લજ્જાથી નમ્ર થઇ ગયો એક તરફ તેની નીચતા, બીજી તરફ જનનીનુ મહત્વ, એક તરફ તેની સ્વાર્થપરતા, બીજી તરફ માતાનો નિસ્વાર્થ પ્રેમ, તે હવે સહન કરી શક્યો નહિ તે રોતો રોતો સભામા આવીને આવેલા આડોશીપાડોશી અને સગાવ્હાલાને કહેવા લાગ્યો, "આપ મારા માબાપનો પરિત્યાગ કરશો નહિ બીજા કેટલાક દિવસ વાટ જુઓ હુ હવે મારા માબાપને દુખ આપીશ નહિ હુ તમારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂછુ કે આજથી મે પાપના માર્ગનો પરિત્યાગ કર્યો ' તે દિવસથી ખરેખર તેણે પાપનો રસ્તો છોડયો, ને તે સુધરી ગયો



## ૨૮. જડની ભાષા.

જેને આખ છે તે જગતની દરેક વસ્તુમાથી પુષ્કળ જાણવાને સમર્થ થાય છે, જેને કાન છે તે બીજાને અગોચર એવા ઘણાક વિષય સાભળીને કૃતાર્થ થાય છે તમે જેને સામાન્ય બનાવ જાણીને તુચ્છ સમજો છો તેમા જ્ઞાની મનુષ્યો ઈશ્વરનો હાથ જોઈને કોઇ વેળાએ આનદિત થાય છે ને કોઇ વેળાએ સ્તભિત થાય છે એક સડેલા પાદડાની નસોમા તે કેટલુ જ્ઞાનકૌશલ્ય જુએ છે? પુષ્પ તેને પવિત્રતાનો ઉપદેશ આપે છે વૃક્ષ તેને સહનશીલતા શીખવાડે છે. નદી તેને પ્રેમની ઓળખાણ આપે છે તણખલુ તેને વિનયનો નમુનો દેખાડે છે વિચારવતની આગળ દરેક વસ્તુ વાત કરે છે પ્રકૃતિનુ પુસ્તક ઉઘાડુ છે અથવા જે પોતાની મરજીથી આખ બધ કરે છે તેની આગળ સઘળુ અધારૂ છે

મોતીલાલ નામનો એક ભણેલો ગુજરાતી જુવાન હતો તે પોતાની બુદ્ધિથી યુનિવર્સિટિની પરીક્ષામા ઘણી ખ્યાતિની સાથે પાસ થયો હતો યુનિવર્સિટિમા જ્યારે તે હતો તે વેળાએ તેણે એક સભામા "જૉન સ્ટુઅર્ટ મિલ અને તેનો મત" એ વિષય ઉપર એક વ્યાખ્યાન આપ્યુ હતુ તેના ઉપરથી તેની વિદ્યા અને વિચાર કરવાની શક્તિનો ઘણો સારો પરિચય મળ્યો હતો પરતુ તે જે પ્રોફેસરની પાસે દર્શનશાસ્ત્ર શીખતો હતો, ને અધ્યાપક પોતે ઘણો સશયવાદી હતો આથી મોતીલાલનુ મન પણ સશયવાદની તરફ ઢળ્યુ તેમા આશ્ચર્ય પામવા જેવુ કઇજ નથી સરકારી કૉલેજોમા ધર્મનુ શિક્ષણ આપવામા આવતુ નથી, ઉલટુ તેથી વિપરીતજ બને છે મે ઘણી જગાપર જોયુ છે કે, ઘણીક વખતે સશયવાદી કે નાસ્તિક અધ્યાપકના

દોષથી શિક્ષિત યુવકોનો ધર્મવિશ્વાસ પહેલા વિચલિત થાય છે અને પછી છેક્જ ઉડી જાય છે અને અંતે તે સંશયવાદ તથા નાસ્તિકતા તેઓની નીતિના મૂળમા કુવાડો મારે છે, અને તેઓને પાપ તથા દુઃખના સ્રોતમાં તણાતા મુકે છે ઘરમા તેને કઈ પણ રોકવાનો યત્ન કરવામા આવતો નથી માબાપ પણ "આજકાલના છોકરાં કઇ પણ માનતા નથી" એમ જાણી કઈ પણ યત્ન કરતા નથી ઘરમા ધર્મનુ શિક્ષણ તો જવલ્લેજ હોય છે બીજી તરફથી પશ્ચિમનુ વિજ્ઞાન શીખવાથી તેઓનો બાલ્યાનનો સસ્કાર જતો રહે છે અને ધીરે ધીરે તેઓની હિંદુધર્મ ઉપરની આસ્થા જતી રહે છે તેઓ કોઇ ઉન્નત ધર્મનુ શિક્ષણ મેળવી શકતા નથી, ઉલટુ અંગ્રેજી દર્શનશાસ્ત્રના અધ્યાપકોની પાસથી સંશયવાદ તથા નાસ્તિકતા શીખે છે એનુ પરિણામ શુ થાય છે તે પુષ્કળ શીખેલા યુવકોના ચરિત્રમા જોવામા આવે છે મોતીલાલના જીવનમા પણ આ વિકૃત શિક્ષાપ્રણાલીનુ ફળ જ દી પ્રકારિત થયુ

પૈસાના સબધમા મોતીલાલને કોઇ પ્રકારે અભાવ નહોતો જે વિષયસપત્તિ હતી તેમાથી તે વગર ધધે બેસીને સુખેથી ખાય એટલુ તેની પાસે હતુ મોતીલાલે અભ્યાસ સારો કર્યો હતો જ્યા જતો હતો ત્યા તેને વિદ્વાન્ અને બુદ્ધિમાન્ સમજીને ઘણુ માન મળતુ રૂપમા, ગુણમા મોતીલાલના જેવા માણસ મળવા મુશ્કેલ હતો, તથાપિ મોતીલાલ સુખી નહેતો તે હમેશા ચિતાતુર રહેતો હતો તે કેમ અસુખી હતો તેનુ કારણ કઇ સમજાતુ નહોતુ જ્યારે વિચાર કરીને જોવામા આવતું ત્યારે તેનામા કઇ જ અભાવ જણાતો નહોતો તો પણ તેનુ હૃદય શૂન્ય જણાતુ કઇ પણ તેને સારૂ લાગતુ નહોતુ તેની પાસે સર્વ કાંઇ છતા તેને કાઇક વસ્તુની ખોટ હોય એમ જાણે

માલુમ પડતુ તેનો પિતા અને બીજા સગાવ્હાલા તેના અસુખનું ખરૂ કારણ ન જાણી શકવાથી નાના પ્રકારના અનુમાન અને કલ્પનાનો આશ્રય લેવા લાગ્યા તરેહવાર ઉપાયના અવલબન કરવા લાગ્યાં. પહેલા તેના પિતાએ સગાવ્હાલાની સલાહથી તેને સગીતશાસ્ત્રનો અભ્યાસ કરવાને કહ્યુ તેણે થોડા દિવસ સુધી સગીત શીખવા માડ્યુ તેમા સુખ નહિ મળ્યાથી તેણે સગીત છોડી દીધુ

તેનો પિતા પાછો ચિતાતુર થઇને ઉપાય ગોધવા લાગ્યો સગાઓએ સલાહ આપી કે થોડા દિવસ તેને દેશમા ફરવા મોકલ્યાથી સારૂ થશે નવી નવી જગાઓ અને નવા નવા દેખાવ જોઇને તેનુ ચિત્ત પ્રફુલ્લ થઈ શકશે તેની પણ બાલ્યકાળથી તરેહવાર જગાઓ જોવાની પહેલાથી ઇચ્છા હતી જ તેથી ઉપલી સૂચનાથી તે ખુશી થયો, અને હિદુસ્થાનમા જે જે જોવા જેવી જગાઓ છે તે જોતો જોતો એક વર્ષે ઘેર પાછો આવ્યો પરતુ ઘરમા આવીને ફરી પહેલાના વિષાદમા તેનુ ચિત્ત લાગી ગયુ

પુસ્તકો વાચ્યાથી મનનો ખેદ દૂર થશે એવી આશાથી મોતીલાલ થોડા દિવસને માટે સઘુ બાધવોની સોબત છોડીને એકાત જગામાં અધ્યયન અને વિચાર કરવા લાગ્યો પરતુ જેટલો તે અભ્યાસ અને વિચારમા નિમગ્ન થતો તેટલો તેનો સશય વધતો ગયો અને તેથી તેનુ ચિત્ત વ્યાકુળ થઇ ગયુ તેનો ખેદ ધીરે ધીરે વધવા લાગ્યો

તેનો આવી રીતનો ભાવ જોઇને તેના માબાપ ઘણા વિચારમાં પડયા તેઓએ વિચાર કર્યો કે તે કોઈ કારણથી પોતાની બાયડીના ઉપર મર્માન્તિક અસતુષ્ટ હોવો જોઇયે તેના ખેદનું કારણ તેજ હોવું જોઇયે, એવો વિચાર કરીને તે પોતાના છોકરાનુ ફરી લગ્ન કરાવવાનો

યત્ન કરવા લાગ્યા પરંતુ મોતીલાલે આ સૂચના સાભળી વિનીત-ભાવથી પિતાને કહ્યું, " મારૂ ફરીથી લગ્ન કરવાની કોશીશ કરવી વૃથા છે મારી બાયડીના ઉપર મને કઈજ વિરાગ નથી મારા વિષાદનુ કારણ બીજુજ કઇક છે " મોતીલાલનો પિતા આ વાત સાભળીને ઘણો ચકિત થયો અને થોડી વિરક્તિની સાથે બોલ્યો "તુ બુદ્ધિશાળી છે, અનેક ગ્રન્થોનો તે અભ્યાસ કર્યો છે, તને હવે હુ શો ઉપદેશ આપુ ? તારી વિવેચનામા જે કઇ સારૂ લાગે તે કર, પરંતુ આવી રીતે માબાપને કષ્ટ આપવુ તને ઉચિત નથી " મોતીલાલે જવાબ આપ્યો, " મે ઘણી કોશીશ કરી છે પણ હુ આ ભાવને દૂર કરી શકતો નથી " તેના પિતાએ તે વેળાએ કઈ પણ નહિ કહેતા તેના બે મિત્રોને છૂપી રીતે બોલાવીને કહ્યુ " તમે મોતીલાલના બરા-બરિયા છો, યત્ન કરશો તો તમે તેના માનસિક રોગનો ઉપાય કરી શકશો " તેઓએ કહ્યુ કે, "અમારાથી બનશે તેટલો યત્ન કરીશુ" તેઓએ સલાહ આપી કે, " કોઇ કોઇ વખતે મોતીલાલને પાર્ટીમા લઇ જઇને અમે ખુશી ખુશાલીમા નિમગ્ન કરીશુ " પહેલા મોતીલાલ પાર્ટીમા જવાને માટે વિરોધી હતો પરંતુ ત્યા ગયાથી કદાચ પોતાની માનસિક યંત્રણા દૂર થાય એ આશાથી તે હાલમા ગમે તે જાતનો ઉપાય લેવાને તૈયાર હતો તેને જ્યારથી દોસ્તોની સૂચના પસંદ પડી ત્યારથી પાર્ટીમા મોતીલાલને નિમંત્રણ થવા લાગ્યુ

બાલ્યકાલથી સુરાપાનના ઉપર તેને ધિક્કાર હતો પહેલા તો પાર્ટીમા કોઇ તેને સુરાપાન કરવાને કહેતુ નહોતુ આ બદોબસ્ત તેના મિત્રોનો હતો, કારણ કે તેઓ જાણતા હતા કે જો તેમ કરીશુ તો મોતીલાલ વિરક્ત થઇને પાર્ટીમા આવશે નહિ કોઇ સુવિખ્યાત સાધુએ કહ્યુ છે કે, ' માણસ પહેલા પાપને ધિક્કાર કરે, પછી પોતાના

સબધમા એકાકાર થાય છે, અને અંતે તેને આલિંગન કરે છે ” મોતીલાલનુ પણ તેવુજ થયુ દારૂના ઉપર તેને ધિક્કાર હતો પણ પાછળથી તે તે સબંધી એકરકાર થયો અને અંતે દારૂથીજ ચિત્ત પ્રફુલ્લ થશે એવુ જાણીને તેનો અનુરોધ તે કેરવતો નહોતો આવી રીતે તેણે થોડો થોડો દારૂ પીવાની શરૂઆત કરી મોતીલાલ જે કામમા લાગતો હતો તે કામનો અત આણ્યા સિવાય તે છોડતો નહોતો આગળનો મોતીલાલ છ મહીનામા બદલાઇને હમણા એક મોટો દારૂડિયો થઇ ગયો છે ધીરે ધીરે બીજા પણ ચરિત્રદોષ આવીને સામેલ થયા નાસ્તિકના અને સશયવાદનુ પરિણામ બીજુ શુ થઈ શકે ?

મોતીલાલનો પિતા આ સર્વ જોઇને પહેલા ઘણો ક્ષુબ્ધ થયો હતો પછી તેના સગાવ્હાલાઓએ તેને ધીરો પાડયો કે, “ આજ-કાલના છોકરા ઘણુ કરીને આવાજ નીકળે છે ” પરતુ મોતીલાલની બાયડીનુ દુ ખ સહેલાઇથી જાય તેવુ નહોતુ તેણે જોયુ કે તેના જીવનના સઘળા સુખનો અત આવવા લાગ્યો છે મોતીલાલ હવે ઘણુ ઘરમા આવતો નહી જો કદાચ તે આવતો તો તે મનુષ્યત્વ વગરનો થઇને આવતો હતો સ્વામીને સમજાવવાને માટે તે ઘણી કાલાવાલા કરવા લાગી, પરતુ તેમાનુ કઇ વળ્યુ નહિ આસુ વગર તેનો એક પણ દિવસ જતો નહોતો સ્વામીનુ ચિત્ત બદલાય તેને માટે પરમેશ્વરની તે નિત્ય પ્રાર્થના કરતી

ધીરે ધીરે આ કાળ પૂર્ણ થયો હમેશા કોઇના દિવસ એક સરખા જતા નથી દુ ખની કાળી રાત્રી પણ કાળે કરીને પ્રભાત થાય છે

એક દિવસે મોતીલાલ એક પાર્ટીમાં ગયો હતો. ખુશી ખુશાલીનો આરંભ થતો હતો. એવી વખતે તેનો પહેલાનો એક મિત્ર ત્યાં આવી પહોંચ્યો. કોલેજ છોડયા પછી મોતીલાલની આવી દર્દશા થઈ છે તે જાણતો નહોતો. તે વર્ગમાં આવીને જુએ છે તો તેના ઘણી ખરાબ દશા થયેલી જોઈ. તે જોઈને તેણે પુછ્યું, "શું તું અહિં છે ?" મોતીલાલે શરમને મારે કંઈ પણ જવાબ આપ્યો નહિ. પરંતુ ઘણા દિવસ પછી મિત્રને જોઈને આગળની સર્વ વાત યાદ આવી. તે પહેલા કેવો હતો, હાલ કેવો થયો છે, તેનો મનમાં ને મનમાં વિચાર કરીને તે શરમાયો ! તેને નિરુત્તર થયેલો જોઈને પાર્ટીના એક મિત્રે કહ્યું કે "તે સુખી થવાને માટે અમારી મંડળીમાં સામેલ થયો છે !" કોઈ વખત એક એક શબ્દ એવા મનમાં લાગે છે કે તે આખી ઉમ્મર સુધી ભૂલાતો નથી. આ મશ્કરી મોતીલાલના અંતઃકરણની અંદર પેશી ગઈ. તે કોઈને કંઈ નહિ કહેતા ચુપચાપ બેઠો. પછી જ્યારે સઘળા ખુશીમાં મગ્ન થયા હતા, ત્યારે છાનોમાનો ત્યાંથી ઉઠીને જતો રહ્યો, અને જો ઘેર જાય તો કદાચ સોબતીઓ ઘેર આવીને તોફાન કરીને પાછો લઈ જાય. એવા વિચારથી તે પોતાને ઘેર નહિ જતાં એક ગાડી ભાડે કરીને વાલકેશ્વરમાં દરિયા ઉપરના પોતાના બંગલા તરફ ગયો. ત્યાં આવીને તેણે તેના પિતાને કાગળ લખ્યો કે, "હું થોડા દિવસ સુધી એકાન્ત બંગલામાં રહેવાની ઈચ્છા કરૂં છું. હું કયાં છું તે કોઈને પણ કહેશો નહિ. જો કહેશો તો મારો અહિં રહેવાનો ઉદ્દેશ સફલ થશે નહિ." એક માળીને કાગળ આપીને કાળકાદેવી ઉપર પોતાના મકાને મોકલ્યો. માળીએ કાગળ મોતીલાલના પિતાને આપ્યો. પિતાએ કાગળ વાંચીને માળીને કહ્યું, ઠીક છે. તેને કોઈ રીતની અડચણ ન થાય એવો બંદોબસ્ત રાખજે

કાગળ પહોચાડયા પછી મોતીલાલ સુવાના ઓરડામા જઇને દરવાજો બધ કરીને ઘણી વાર સુધી બાળકની પેઠે રોયો એથી થોડીવાર સુધી હૃદયનો બોજો ઓછો થયો ખરો, પરતુ તેના દીલની દુ:સહ યત્રણા દૂર થઇ નહિ અને તેના મનમા આવ્યુ કે, " આ જીવનનો ભાર વહન કરવાની શી જરૂર છે ? મરવાને શી હરકત છે ? અહિના સુખદુ:ખનો અત તો અહિંજ છે, તો શા માટે આ યત્રણા સહન કર્યા કરૂં ? સુખી થઇ શકતો નથી સુખી થવા માટે ગયો હતો, પણ હુ તો કલકમા ડુબી ગયો આત્મગ્લાનિનુ દુ:ખ વેચાતુ લીધુ ! આ કલકિત જીવનનુ હવે પ્રયોજન શુ ? " આવી રીતના વિચાર કરીને તેણે ફાસો ખાઇને મરવાનો નિશ્ચય કર્યો આ ભયકર કાર્યની સર્વે તૈયારી કરી દોરડુ ગળામા નાખવુ જ માત્ર બાકી હતુ એવેજ વખતે ઘરના દરવાજા ઉપર અસ્ફુટ રોવાનો અવાજ સભળાયો મોતીલાલે ધીરે ધીરે દોરડુ છોડીને છુપાવી મૂક્યુ, અને દરવાજાની પાસે જઇને કાન દઇ સાભળવા લાગ્યો કોઇ સ્ત્રીનો રોવાનો અવાજ તેને જણાયો આટલી રાતે દરવાજાની આગળ કોણ રવે છે તે જોવાને માટે દરવાજો ઉઘાડયો દરવાજો ઉઘાડીને તેણે શુ જોયુ ? જોયુ કે તેની બાયડી-તેની ગરીબ મલીન વેષની પત્ની એકલી દરવાજા ઉપર બેસીને નીચુ માથુ કરીને રૂવે છે

માળી જ્યારે મોતીલાલનો કાગળ લઇને કાળકાદેવીના રસ્તા ઉપરના મકાનમા જતો હતો ત્યારે મોતીલાલની સ્ત્રી ઘરની બહાર ઉભી હતી તેણે માળીને ઓળખ્યો અને આટલી રાતે તે શામાટે આવ્યો છે તે જાણવાની તેની ઇચ્છા થઇ અને તે સાથે તેના મનમા ને મનમા ઘણા સદેહનો ઉદય થયો પ્રિયજનની કોઈ વિનિપાતની સભાવના થયાથી ઘણીક વખતે મન પોતાની મેળે ચચળ થઇ પડે છે મોતીલાલની સ્ત્રીનુ મન પણ આવી જ રીતે અસ્થિર થઇ પડયુ.

તેથી તેણે માળીને આવવાનું કારણ પૂછ્યુ માળીએ અથથી તે ઇતિ સુધી કહ્યુ તે સાભળીને મોતીલાલની સ્ત્રીએ કહ્યુ કે, "શેઠની તનદુરસ્તી ઠીક નહિ હોય માટે મને તેમની પાસે લઇ જા હુ આવુ છુ" એવુ કહીને પોતાના સસરાની જવા માટે આજ્ઞા માગી સસરાએ જવાની રજા આપી તરત ગાડી જોડાવીને મોતીલાલની પત્ની વાલકેશ્વરના બગલામા ગઈ માળી એક કાનમ લાવીને તેને બગલામા લઇ ગયો અને મોતીલાલ જે ઓરડામા હતો તે ઓરડો દેખાડીને જતો રહ્યો દરવાજો બધ જોઇને તે રોવા લાગી મોતીલાલે દરવાજો ઉઘાડીને જોયુ તો આ અવસ્થામા પોતાની બાયડીને જોઇ

મોતીલાલે તેને પૂછ્યુ, "તમે આટલી રાતે અહિ કેવી રીતે આવ્યા ? શા માટે આવ્યા ?" મોતીલાલની પત્નીએ રોતા રોતા સઘળી વાત કહી મોતીલાલે પૂછ્યુ "મારે માટે તમે આટલુ બધુ કષ્ટ શા માટે સહન કરો છો ?" મોતીલાલની સ્ત્રીએ કહ્યુ કે, "મારે વળી શેનુ કષ્ટ ? તમારા સુખમાજ મારૂ સુખ છે તમારા કષ્ટમાજ મારૂ કષ્ટ છે તમને સુખી કરી નહિ શકુ તો મારા જીવનનુ પ્રયોજન શુ ?" આ અતરનો અવાજ સાભળીને મોતીલાલના હૃદયમા એકદમ થોડો પ્રકાશ જણાવામા આવ્યો તેણે વિચાર કર્યો, ત્યારે શુ આજ સુખનો મૂળમત્ર છે ? પારકાના ઉપર પ્રીતિ કરવાથી, પારકાને સુખી કર્યાથીજ શુ સુખી થવાય છે ? હુ આટલા દિવસ સુધી પોતાનુ સુખ, પોતાનુ સુખ કરીને ફરતો હતો, અને તેથી જ શુ હુ સુખી થઈ શક્યો નહિ ? કેટલાક માણસોએ સુખી થવા માટે ઘણાક ઉપાય કરવાને કહ્યુ છે, પણ આવા ઉપદેશ તો મને કોઇએ આપ્યો નથી જણાય છે કે, આટલા દિવસ પછી મારા દુખનો છેડો આવ્યો છે"

આવા વિચારથી તેની યત્રણાનો ઘણો ઉપશમ થયો તેણે પોતાની પત્નીનેઆદરથી ઓરડામા લીધી

ત્યાર પછી તે દરિયા ઉપરની એક બારી ઉઘાડીને એક ખુરશી ઉપર બેસીને ગભીર ચિતામા નિમગ્ન થયો ઓરડામા ચદ્રનાં કિરણો પડયા હત ચદ્રજ્યોત્સ્નામા સામેના બગીચામાના ફુલો હસતા હતા, ઝાડ શોભી રહ્યા હતા સામે દરિયો શ્વેત વષન પહેરીને નૃત્ય કરતો દેખાતો હતો જાણે સઘળી પ્રકૃતિ જીવિતમય થઇ તેની સાથે વાત કરતી હોય એમ ભાસતુ હતુ ઝાડ તેને કહેવા લાગ્યા " જુઓ અમે કેટલા તોફાન, વરસાદ, ટાઢ તડકો સહન કરીને બીજાને મધુર ફળ આપીયે છીયે ? તેથી અમને શો લાભ છે ? પારકાની સેવા કરવી એ અમારૂ કામ છે" ફુલોએ હસતા હસતા તેને કહ્યુ " તમે આટલા બધા દુ ખી શામાટે છો ? અમે કેવા હસીયે છીયે ? અમને આટલુ સુખ હોવાનુ કારણ શુ ? પારકાને સુખી કરવાને માટે અમે સર્વત્ર સુગધ ફેલાવી તેમને આનદિત કરીએ છીએ ફુલમા સુગધ નહિ હોત તો શુ જગતનુ કંઈ પણ કામ ચાલત નહિ ? ત્યારે અમે શામાટે સુગધ ફેલાવીએ છીએ ? પારકાને સુખી કરવાને માટે જ જુઓ જેણે અમને આટલા સુદર અને સુગધવાળા કરીને મોકલ્યા છે તેની કેટલી દયા છે ?" સમુદ્ર કલકલ શબ્દથી નાચતો નાચતો કહેવા લાગ્યો, ' જો મારી આજ કેટલી શોભા છે ! હુ કેટલો આનદી છુ ' હુ જ્યા જાઉ છુ ત્યા શોભા આપુ છુ લાખો મનુષ્યોને મારા પાણીથી સ્નાન કરાવીને તાપિત અને રોગવાળા શરીરને શીતળ અને નિરોગી કરૂ છુ હુ પ્રીતિનો પ્રતિરૂપ છુ જો તમે સુખી થવા ઇચ્છતા હો તો મારા જેવા થાઓ ઈશ્વરના આગળ પ્રેમની શિક્ષા મેળવીને પારકાને સુખી કરવાની તજવીજ કરો" પ્રકૃતિની દરેક વસ્તુ તેને આવો

એકજ જાતનો ઉપદેશ આપવા લાગી ' જુઓ, અમે કેવળ બીજાને સુખી કરવાનેજ મંડેલા છીએ તમે પણ એવું જ કરો, એટલે સુખીજ થશો એજ તમારા જીવનનું કામ છે " આ સ્વર્ગીય પ્રકાશથી મોતીલાલનું હૃદય પ્રકાશિત થયું એકદમ તેનું આખું શરીર કંપિત થયું તેને જણાયું કે સઘળી પ્રકૃતિ એક સ્વરથી કહે છે–' સર્વત્ર ઈશ્વર છે, અવિશ્વાસી થશો નહિ અવિશ્વાસમાં, નાસ્તિકતામાં સુખ થતું નથી, તમારા દુ ખનું ખરૂં કારણ સમજો જીવનના મહામંત્રનું સાધન કરો ઈશ્વરની આજ્ઞા પાલન કરો, પારકાને સુખી કરીને ધન્ય થાઓ "

મોતીલાલના જીવનની પરીક્ષાનો અંત આવ્યો, તેનું હૃદય બદલાઇ ગયું ત્યારથી તેની નાસ્તિકતા અને સંશય દૂર થયા તેણે પારકાની સેવા કરવામાં જીવનને અર્પણ કર્યું તે જે કંઈ કરતો હતો તે સર્વ શી રીતે કરતો હતો લોકો જાણતા નહોતા, ન્યુસપેપરમાં તેની પ્રશંસા આવતી નહોતી, પરંતુ ઈશ્વર તેના સર્વ કામનો સાક્ષી હતો મોતીલાલની પત્ની પણ સ્વામીમાં આવો ફેરફાર થયેલો જોઇને તેની સાથે પરોપકારરૂપ મહાવ્રત પાલન કરીને ધન્ય થઇ છે, સુખી થઇ છે



## ૨૯. ઉપાસનાશીલ બાલક.

ટન્ટન્ નામની જગ્યા ઉપર રેવરેડ ટી દીવર નામનો એક પાદરી હતો તેની ઉમ્મર જ્યારે આઠ વર્ષની હતી, ત્યારથી તેના હૃદયમા ધર્મભાવનો આવિર્ભાવ થયો હતો અને એકાન્તમા ઉપાસના નહિ કર્યાથી તેને ઘણુ કષ્ટ થતુ હતુ એક દિવસ કઇ કામને માટે તેના ઘરમા કેટલાક પરોણા આવીને ઉતર્યા હતા તેથી તેને ઉપાસના કરવાની યોગ્ય જગા મળી નહિ પરંતુ ઉપાસના સિવાય તે રહી શક્યો નહિ વિષમ સકટમા પડીને તે અને બિન ભરી રાખવાની એક નાની કોટડી હતી તેમા જઇને ઉપાસના કરવા લાગ્યો અધારી ઓરડીમા ગયાથી થોડો ભય લાગવા માડ્યો પરંતુ જલદીથી ઉપાસનાના આનદથી સર્વ વિસરી ગયો તેની બાલ્યાવસ્થામા એક દિવસ તેના પિતાનો એક મિત્ર તેને ઘેર ઉતર્યો હતો તે માણસ રાતે સૂતો તે પછી બાળક દીવર આવીને તેનો દરવાજો ઠોકવા લાગ્યો તેથી તે પેલા માણસે પૂછ્યુ કે કોણ છે? દીવરે નમ્રભાવથી જવાબ આપ્યો કે મને સૂવાના ઓરડાની પાસે બીજો એક એકાન્ત ઓરડો છે ત્યા ઉપાસનાને માટે જવાની ઇચ્છા થઇ છે આ વાત સાભળીને અતિથિને ભાન થયુ તેણે મનમા ને મનમા વિચાર કર્યો કે આ બાળક કેવો ઉપાસનાને માટે એકાન્ત સ્થાનની શોધમા છે ! આ બનાવ બન્યાથી તેની ચિતાનો પ્રવાહ તે તરફ ફર્યો, અને થોડી મુદતમા તેના જીવનની ગતિ બદલાઇ ગઇ



## ૩૦. છોકરીની રમતથી પિતાનું પરિવર્તન.

વિલાયતમા કોઇ કુટુબમા કેટલાક છોકરા અને એક આઠ વર્ષની છોકરી હતી. છોકરી દર રવિવારે નીતિ જ્ઞાન આપવાની નિશાળમા જતી હતી નિશાળમા નીતિ સબધી ઘણાક ઉપદેશ આપવામા આવતા હતા દારૂ પીવાની ટેવ સામે ઘણા ભાષણો થતા હતા છોકરી ધ્યાન લગાડીને તે સાભળતી હતી ઘરમા તેનો પિતા દારૂ પીતો હતો પિતાને હિમ્મતથી છોકરી કઇ કહી શકતી નહોતી તેણે નિશાળમા સાભળ્યુ હતુ કે દારૂ પીવો એ મોટુ પાપ છે પરતુ પિતા તો દારૂ પીએ છે ! તે ઘણા દિવસથી સમજ્યા છતા બોલી શકી નહિ. તેને લાગતુ કે પોતે સુધરીને જો પિતાને સુધારી શકે તો તે કેટલી સુખી થાય ! મહેતાજીએ નિશાળમા એક વાર્તા કહી દેખાડી કબરની જગામા મરેલા માણસનુ શરીર વગેરે જે સડી જનારૂ અને નુકશાન પહોચાડનારૂ હોય છે તે જ દાટવામા આવે છે કબરના ઉપર સ્મરણને માટે વિવિધ વૃત્તાન્ત લખવામા આવે છે તે સાભળીને છોકરીને કબ્રસ્તાન તૈયાર કરવાની ઇચ્છા થઈ તે ઘરમા આવીને પિતાને કહેવા લાગી, “ પિતાજી, મને થોડીક ખુલ્લી જગા આપશો ? હુ ત્યા કબ્રસ્તાન કરીશ મારા બિલાડી કૂતરા મરશે તેને તે કબ્રસ્તાનમા દાટીશ ” છોકરીની માગણી પિતાએ પૂરી કરી, કારણ કે છોકરી ઉપર તેની ઘણી મમતા હતી પછી પોતાના ઘરની પાસેના બગીચામા એક નાનુ સરખુ કબ્રસ્તાન બનાવ્યુ ચારે બાજુએ દિવાલ કરાવી આપી છોકરી પોતાના ઘરની કોઇ બિલાડી કે કૂતરો મરી જતો તેને તે કબ્રસ્તાનમા દાટી આવતી અને દાટીને પિતાની પાસે દોડતી આવીને કહેતી કે, “ પિતાજી ! જુઓ, આવો, કબ્રસ્તાન કેવુ સુદર થયુ છે ? ” પિતા જોઇને આહલાદથી ગદગદ

થતો અને સરળ કન્યાનુ મુખચુમ્બન કરતો એક દિવસ તેની માએ પોતાની પાસે બોલાવીને તેને પૂછયુ "બ્હેન, તુ આજ મહેતાજીની પાસેથી શુ શીખી, કહે જોઇયે ?" છોકરી માને ગળે વીંટળાઇને કહેવા લાગી, "મા ! આજે મહેતાજીએ ઘણો સરસ બોધ આપ્યો કહ્યુ કે દારૂ પીવો એ મોટુ પાપ છે મા મારા પિતાજી તો દારૂ પીએ છે ! તે તો ઘણુ પાપનુ કામ કરે છે !" તે સાભળીને તેની મા કઇ બોલી નહિ. ચુપચાપ થઇને ફક્ત તેણે છોકરીનુ મુખચુબન કર્યું તે દિવસ તો એમને એમ ગયો છોકરીએ મનમા ને મનમા વિચાર કર્યો કે ' મહેતાજીએ કહ્યુ હતુ કે કબ્રસ્તાનમા સડી ગયેલી અથવા ખરાબ થયેલી વસ્તુ દાટી રાખવામા આવે છે પિતાજીના ઘણા દારુના શીશા અને ગ્લાસ પડયા છે તેને દાટવામા આવે તો ઘણુજ સારૂ દારૂની શીશી પણ ખરાબી કરનારી વસ્તુ છે ! " એવો વિચાર કરીને તે પિતાના ઓરડામા ગઈ અને ત્યા જેટલા દારૂના શીશા અને ગ્લાસ હતા તે સર્વ કબ્રસ્તાનમા લઇ જઇને તેને એક જગા ઉપર દાટયા, અને તેના ઉપર એક વાવટો લગાડયો વળી ત્યા કેટલીક કવિતા માટીમા લખી છોકરીનો પિતા ઓફિસથી ઘરમા આવ્યો, એટલે તરતજ એ છોકરી દોડતી દોડતી પિતાની કને ગઇ અને કાલુ કાલુ બોલવા લાગી ' પિતાજી, કબ્રસ્તાનમા આજે મારી સાથે આવો આજે ઘણી વસ્તુ દાટી છે મહેતાજીએ કહ્યુ હતુ કે કબ્રસ્તાનમા જે કઇ નુકસાનકારક હોય તેજ દાટવામા આવેછે તમારા ઓરડામા ઘણી શીશીઓ, બીડીઓ વગેરે નુકસાનકારક વસ્તુઓ હતી, તે સર્વ હુ કબ્રસ્તાનમા દાટી આવી છુ પિતાજી, દારૂ પીધાથી માણસોની ખરાબી થાય છે દારૂ માણસની તન્દુરસ્તીનો નાશ અને ઘણુ અનિષ્ઠ કરે છે મે આજે તે સઘળી વસ્તુ કબ્રસ્તાનમા દાટી છે.

તે હવે તમે કાઢી શકશો નહિ કહો પિતાજી, તમે હવે દારૂને કદી અડકશો ? મે મહેતાજીની પાસેથી સાભળ્યુ છે કે દારૂ પીવો એ ઘણુ નુકશાનકારક અને પાપ છે ત્યારે તમે દારૂ શા માટે પીઓ છો ? કહો કે હવેથી દારૂ પીશ નહિ !" પિતા તે સાભળીને અજાયબ થયો છોકરીની વાતથી તેના મનનો ભાવ બદલાઇ ગયો તેણે કન્યાની આગળ સોગન લીધા કે બેટા, હુ હવે કદી પણ દારૂ પીશ નહિ તેના જીવનમા બીજો એક યુગાતર થયો ત્યાર પછી પોતાના ઓરડામા બાકી રહેલા દારૂના શીશા અને બીડીઓ વગેરે હતી તે સર્વ નાખી દીધી તેની સાથે તે પીવાની ઇચ્છા પણ વિસર્જન કરી

## ૩૧. બાળકના સ્વાર્થત્યાગથી પરિવર્તન.

એક દિવસ એક અગ્રેજી વિદ્યાલયના છોકરાઓમા ગરબડ મચી રહી હતી સવળાઓ એકમેકના કાનમા વાતો કરતા હતા એક બીજાના મિત્રોની પાસે એક નવા આવેલા છોકરાના સબધમા ઉત્સાહની સાથે વાત કહેતા હતા મો ઉપર વિરક્તિના ચિન્હ જણાતા હતા ! નવા નિરાળીઓ એક દારૂડીઆનો છોકરો હતો તેનુ નામ ટેડ હતુ તેના હાલહવાલ ચહેરા ઉપર સર્વની નજર પડી હતી તેનો પોષાક ફાટેલો અને ગાડાથી બાધેલો હતો ! પરતુ તે ઘણો સફાઇદાર હતો તેમા પેલા છોકરાની સ્નેહમયી માતાના યત્નના ચિન્હ જણાતા હતા હાથ અને પગના આગલા ભાગ ઉઘાડા હતા બાળક ચોતરફ જોઇને અને પોતાને માટે થતી ચર્ચા સાભળીને ઘણો વિચારમા પડયો અને શરમાયો ગરીબનો એ છોકરો વાચવા લખવામા ઘણુ ધ્યાન આપતો હતો અને તેની બુદ્ધિ પણ તેજસ્વી હતી

નિશાળના સર્વ છોકરાની નજર તેની તરફ અસ્થિર હતી, પરતુ તેમા એક છોકરાની નજર તેની તરફ સ્થિર હોઈ તે ગભીર ભાવથી તેને જોતો હતો તેના મનમા મશ્કરી કરવાનો મનસુબો નહોતો. તેનુ હૃદય કોમળ હતુ તેણે નવા આવેલા નિશાળીઆની સાથે દોસ્તી કરવાની ઇચ્છા કરી જ્યારે નિશાળમા બપોરની છુટ્ટી પડી ત્યારે સવ રમવા દોડયા પરતુ દારૂડીઆનો છોકરો કોઇની આગળથી માન પામ્યો નહિ, તેમ તેને કોઇએ બોલાવ્યો પણ નહિ સઘળાઓ તેના તરફ ધિક્કાર દેખાડવા લાગ્યા એક છોકરાએ તો સ્પષ્ટ કહ્યુ "અમે દારૂડીઆના છોકરાની સાથે રમવા કે ભળવા નિશાળમા આવ્યા નથી"

તેથી ટેડના મો ઉપર અપમાનનો લાલ દાગ પડયો હલ નામનો એક છોકરો તેનો હાથ ઝાલીને રમવાને માટે બોલાવવા ગયો પણ ટેડ બળજોરીથી હાથ છોડાવી લઇ ત્યાથી જવા નીકળ્યો હલ ફરીથી ટેડનો હાથ ઝાલીને પોતાના સોબતીઓને કહેવા લાગ્યો "એનો પિતા દારૂડીઓ છે તેમા એનો અપરાધ શો ? તમે ગમે તો ટેડની સાથે રમો અથવા નહિ રમો, પણ હુ તો ટેડની સાથે રમવાને હમણા તૈયાર છુ!" આ તેજસ્વી બાળક ઉપલી વાત દૃઢતાની સાથે બોલ્યો હલ ઘણો સફાઈદાર હતો, બાલકના જેવો બાલક હતો! તેના ચરિત્રમા તેજ હતુ સઘળાઓ તેને ચહાતા હતા સર્વ જાણતા હતા કે, હલ તેને જે સારૂ લાગે છે તેજ કરે છે ને કરશે જ, એક વેળા તે અમુક કર્મ કરવુ એમ પોતાની ફરજ જાણે છે, તેમા ગમે એટલા સ્વાર્થને લઇને ખેચતાણુ થાય તોપણુ પોતાની ફરજમા તે પાછી પાની ભરતો નથી હલની વાતથી બીજા બાળકો ટેડની સાથે રમવાને રાજી થયા

ધીરે ધીરે એ ગરીબ છોકરાનો સકોચ જતો રહ્યો સદ્ભાવના

પ્રભાવથી તેની પ્રફુલ્લતાની વૃદ્ધિ પામવાનો આરંભ થયો તેના સ્વભાવમા કેવો શાંત ભાવ હતો ! પોતાના વ્યવહારથી જલદીજ સર્વને તે સંતુષ્ટ કરી શકયો હલ વિટનના સદ્વ્યવહારથી તે ધીરે ધીરે ખેચાયો હલ કોઈ કોઈ વખતે તેની દરિદ્ર, જીર્ણ ઝુંપડીમા જઇને તેને મળી પણ આવતો ઝુંપડી સર્વદા સાફ જોતો, પરંતુ ત્યા સંસાર ચલાવવાની વસ્તુ ઘણીજ થોડી જોતો સુખના કોઇ જ ચિન્હ દેખાતા નહોતા

મિત્રની મહેરબાનીથી થોડા દિવસમા ટેડના ફાટેલા કપડા નવા થયા હલનો જૂનો પોષાક વગેરે વધારે ગરીબ છોકરાના શરીરમાં શોભા આપવા લાગ્યો ! આવી રીતે આવતા જતા હલ ટેડના પિતા મિ૦ ક્યાનચરની સાથે પરિચિત થયો કિશોર વયનો બાળક તે મોટી ઉમ્મરના દારુડીઆને દારુ નહિ પીવાને માટે સમજાવવા લાગ્યો, પરંતુ કોઇ રીતે તેની પાસે દારૂ નહિ પીવાના પ્રતિજ્ઞાપત્રમા તે સહી કરાવી શકયો નહિ મિ૦ કયાનચર દારૂની લતમા ડુબી ગયો હતો તેની ખરાબ પ્રકૃતિએ તેના ચારિત્રની ઉચ્ચ પ્રવૃત્તિનો એકદમ નાશ કરી સકયો હતો તેના અંતરમા પાપની વિરૂદ્ધનો સંગ્રામ બંધ થયા હતો તેની સ્ત્રી દીન, પરિશ્રમથી ભગ્ન,-નિસ્તેજ શરીર લઇને કુટુંબના ભરણપોષણને માટે પ્રાણ આપીને કામ કરતી હતી બીચારી વગ્નસાર ઘણા કષ્ટથી ચલાવતી હતી

નિશાળમા જવાને પહેલે દિવસે ટેડે હલને પોતાનો હિતૈષી તરીકે ઓળખી લીધો હતો ધીરે ધીરે તેના હૃદયની ઉંડી પ્રીતિ હલના ઉપર અર્પિત થઇ થોડા દિવસમા સ્કુલમા ગરમીની રજા પડવાની હતી તેથી આ ગરીબ બાળકના દીલમા ઘણુ કષ્ટ થવા લાગ્યુ

રજાની વખતે તે સરળ, ઉદાર, સ્નેહશીલ હલનુ મો જોઇ શકશે નહિ ! સ્નેહની સુસ્નિગ્ધ છાયા તેના હૃદયમા આ પ્રથમજ પડી હતી, તે પહેલા બીજાની પાસેથી આદર પામ્યો ન હતો

બીજી તરફ હલ ઉલ્લાસમા ઉન્મત્ત થયો હતો તેના પ્રાણમાં એક નવો આનન્દનો પ્રવાહ ઉત્પન્ન થયો હતો ભવિષ્યના સુખની આશા બાળકના હૃદયને કેટલા મધુર સ્વપ્નામા રમાવે છે ? નવા દેશ-ભ્રમણના ઉત્સાહમા તે હમણા ઉત્તેજિત હતો. તેનો પિતા કુટુબ-ની સાથે "નાયાગરા" નો ધોધ જોવા જનાર હતો ત્યા બે ત્રણ દિવસ રહીને પછી સારાટોગા નગરમા બે અઠવાડિયા રહેવાનો વિચાર હતો આજ સુધી હલ પોતાના ગામમાથી બહાર ગયો નહોતો અથવા તેણે દેશના કોઈ પ્રસિદ્ધ નગર વગેરે કદી જોયા નહોતા. તેથી બહાર જવાને માટે તે ઘણો આતુર થઇ ગયો ક્યારે રવાના થશે તેની વાટ જોઇ રહ્યો તેવામા તેનો એક સોબતી તેને એક દિવસ રસ્તામા મળ્યો, તેણે આગ્રહથી પુછ્યુ "ભાઈ ! બિચારા ટેડની વાત કંઈ સાભળી છે કે ?" જે છોકરો વાત કહેતો હતો તેનો ટેડની ઉપરથી પહેલાનો ધિક્કારનો ભાવ દૂર થયો હતો ને હવે દારૂડી-આના ગુણ જોઇને તેના ઉપર સદ્‌ભાવ પોષણ કરતાં શીખ્યો હતો. હમણા તે તેનો વિશેષ બધુ થયો હતો

હલે કહ્યુ, ' શુ ? હુ તો કઇ જાણતો નથી શી વાત છે ?"

સોમતીએ જવાબ આપ્યો 'કાલ રાત્રે એક દુર્ઘટના બની છે ટેડના પિતાએ દારૂ પીને ઘેનમા ચકચૂર થઇને ઘેર આવી બેફામ હાલતમા ટેડને બારીમાથી નીચે નાખી દીધો તેને લીધે તેના બરડા-નુ હાડકુ ભાગી ગયુ છે તેથી તે આખી ઉમ્મરને માટે લગડો થઇ ગયો છે ડાકટરોએ તેના બચવાની આશા છોડી છે "

આકાશ જેમ મેઘછાયાથી મલીન થાય છે તેમ આ અતિ દારૂણ ખબર સાભળીને હલનો ખુશ ચહેરો એકદમ મલીન થઇ ગયો તેના મનમા પ્રશ્ન ઉત્પન્ન થયો, "હાય! મને કોઇ જાતની ખોટથી કષ્ટ થતુ નથી, અને ટેડને તો સઘળી ખોટ છે કેમ આવુ થયુ ?"

તે દિવસે જ્યારે નિશાળમા રજા પડી ત્યારે તે ઉદાર મનનો બાળક દુખી હૃદયથી પેલા દાઝડીયાની ઝુપડીમ ગયો ત્યા જઇને જુએ છે તો પોતાનો સ્નેહી ટેડ બિછાના ઉપર દુખથી આળોટયા કરે છે તેના બરડામા અને માથામ થયેના સખ્ત જખમથી વેદના થાય - હલના દીલની સઘળી સહાનુભૂતિ જાગ્રત થઈ દુખી બધુની યાતનાને આરામ આપવા માટે તેને પ્રબળ ઇચ્છા થઇ પરતુ તે વેળાએ કઇ વધારે કરવાનુ નહોતુ

ત્યાર પછી એક અઠવાડીયામા નિશાળમા રજા પડી આટલા દિવસ સુધી હમેશ નિશાળમા રજા પડતી કે તરત હલ ટેડના બિછાનાની પાસે જઇને બેસતા હતો દહાડે દહાડે હલના જખમની અવસ્થા ખરાબ થતી હતી દિવસે દિવસે કષ્ટ વધતુ હતુ અવસન્ન માના મો ઉપર અધકારનો પડદો પડતો હતો નાતાલ ની બપોરે છુટીનો આરભ થયો હતો બીજા અઠવાડીયામા વિન્ટનનુ કુટુબ વિદેશમા ફરવા જનાર હતુ દેશ જોવાની ઇચ્છાથી કલ્પનાની ઉત્તે-જનાથી હલનો પ્રાણ ઉછળી પડતો હતો તે આનદની ઉષા જ્યોતિમા બિમાર બધુની દુરાવસ્થાની મલીન છાયા ધીરે ધીરે મળી જતી હતી પરતુ એકદમ તે હર્ષનો વેગ બધ થયો ટેડની દુખી માની જ્યોતિહીન મુખમુદ્રા, આસુના વર્ષણથી ફુલેલા તેની આખના પોપચા જોઇને સુકુમાર બાળકનુ હૃદય પાછુ રડી પડયુ તે આસુ રોકી શક્યો નહિ

" ટેડની હાલત શુ ઘણી ખરાબ થઇ છે ? " ગડવુ બધ કરીને હલે આ ભયાનક વાત પૂછી

ટેડની માએ જવાબ આપ્યો "ડાક્ટર કહે છે કે મારો ટેડ આધળો થશે "

હલે સ્નેહના કરૂણ આસુ પાડયા પોતાના સ્નેહનુ આ પાત્ર હમેશાને માટે આધળુ અને લગડુ થઇ જશે, એ ચિતા તેને અસહ્ય થઇ પડી " એનો શુ કઇ ઉપાય થઇ શકશે નહિ ? " નિરાશાના ભગ્ન સ્વરથી મિસીસ ફયાનચરે કહ્યુ " કઇજ નથી ! ગરીબાઈ,— ગરીબાઇજ સર્વ અનિષ્ટનુ મૂળ છે જો રૂપીયા હોત તો ન્યુયોર્કમા લઇ જાત ત્યા ઇસપિતાલમા દવા કરાવ્યાથી આરામ થવાની આશા છે ત્યા રહેવાનુ કઇ ખર્ચ પડશે નહિ, પરતુ જવા આવવાનુ ખર્ચ ઘણુ છે, તેટલા રૂપીયા અમને કયાથી મળે ? "

બાળકનુ મો આ વાકયથી ગભીર થઇ ગયુ વિજળીની પેઠે એક વિચાર તેના હૃદયાકાશમા ચમક્યો તે વિચારમા તેણે વિશેષ સતોષ મેળવ્યો નહિ હલ પીડિત બધુની સાથે કઈ પણ વાત નહિ કરતા તે એકદમ ઘર તરફ ચાલ્યો તેના પ્રાણમા તે વેળાએ યુદ્ધ થતુ હતુ તેના મનમા આવવા લાગ્યુ કે દેશભ્રમણના જેવી સુદર અને પ્રલોભનવાળી વસ્તુ બીજી કઈ નથી તે વેળાએ નાયાગરાનો પ્રાકૃતિક દેખાવ, તે આશ્ચર્યદાયક ધોધ, તે નગર, તે નગરના સુદર સુદર મહેલો, શોભા, લોકજન, ચળકાટ, અને ઘણા અપૂર્વ દેખાવ તેની કલ્પનામા ચિત્રરૂપે ખડા થવા લાગ્યા તેણે વિચાર કર્યો કે આ સર્વ શોભા જોઇને નયનનુ સાર્થક નહિ કર્યાથી જીવનનો અડધો ભાગ વૃથા જશે એ સર્વ આનદ, આ પ્રલોભનના હાથથી કેમ છુટુ ? હુ

શામાટે બીજાને માટે આટલો ત્યાગ સ્વીકારૂં ' ટેડ મારો કોઇ સગો નથી, તેની સાથે મારો કંઇ દૂરનો સબંધ પણ નથી તેના પિતાના દોષથીજ તેના જીવનનો નાશ થવાનો આરંભ થયો છે એક બહારનો માણસ તેને માટે શું કરે ? આ વિચાર થયા પછી તેના મનશ્ચક્ષુની સામે એક દીન હીન લંગડો આવીને ઉભો તેની આંખ દૃષ્ટિહીન થઈ ગઈ છે મો મરેલા માણસની પેઠે મ્લાન જ્યોતીવાળું થઇ ગયું છે તરત વિચારોનો સ્રોત બદલાયો અનાથ આતુરોને યથાસાધ્ય મદદ કરવાના સંબંધમાં ખ્રિસ્તે જે કંઈ કહ્યું હતું તે તરત ઉદાર મનના બાળકના હૃદયમાં ખડું થઇ ગયું તેણે તરત કર્ત્તવ્ય સ્થિર કર્યું.

તે દિવસે સાંજે હલનો પિતા મિ વિન્ટન પુત્રનો એક સવાલ સાંભળીને આશ્ચર્ય પામ્યો. હલે પૂછ્યું, "પિતાજી ! આપણે દેશ જોવા જઇશું તેમાં મારે માટે કેટલો ખર્ચ થશે ?" પિતાએ જવાબ આપ્યો. "હાલ નક્કી કહી શકતો નથી ફરીને આવ્યા પછી હિસાબ કરીને જોઇશ સઘળું મળી આશરે ૩૦–૩૫ ડાલર થશે આ વાત કેમ પૂછવી પડી ?"

હલ જરા લજ્જાયમાન થઈ બોલ્યો, " હું વિચાર કરતો હતો કે જો તમે તે રૂપીઆ મને આગમજથી આપો તો હું એક કામ કરૂં "

પિતાએ પુત્રના બોલથી જરા વિસ્મિત થઈ તેના મનની વાત જાણી લેવાને તીક્ષ્ણ દૃષ્ટિ સંલોચન કરી તેની વિશુદ્ધ સાધુ ઇચ્છામાં તે અવિશ્વાસ કરી શક્યો નહિ અને કહ્યું, " ઠીક છે, તારી મરજી હોય તો તું રૂપીયા લઈ શકે છે, પરંતુ જો મારી સાથે તું નહિ આવે તો મને ઘણું કષ્ટ થશે "

હલે આસ્તે આસ્તે જવાબ આપ્યો " તમારી સાથે નહિ આવ્યાથી મને પણ ઘણું કષ્ટ થાય છે, પરંતુ મારા ખર્ચના રૂપીઆથી એક ગરીબ બાળકનો અંધાપો અને લંગડાપણું દૂર થઇ

શકે છે અને પિતાજી, જ્યારે મનમા આવે છે કે ઇશુ ખ્રિસ્તે મનુષ્યોને માટે કેટલુ દુઃખ સહન કરીને પોતાનો પ્રાણુ સદ્ધા આપ્યો છે ત્યારે આ સામાન્ય વિષયમા થોડોક પણ સ્વાર્થ હુ ત્યાગ કરી શકુ નહિ શુ? મ્હારા હૃદયમા પહેલા સદેહ ઉપજ્યો હતો તેથી મને શરમ લાગે છે ”

તેનો ધાર્મિક પિતા આનદથી પુલકિત થઇને બોલ્યો, “બેટા ! પરમેશ્વર તને આશિર્વાદ દે તુ હમેશા સરળ ભાવથી તેના પ્રેમના રસ્તામા પ્રવૃત્ત થજે ! ”

બીજે દિવસે હલે ૩૫ ડાલર પિતા પાસેથી લઇને ટેડની માના હાથમા આપ્યા આનદાશ્રુથી તે દુખી માતાના ગાલ ભીજાયા ટેડનો પિતા પણ તે વખતે ઘરમા હતો. તે દારૂડીઓ તે વેળાએ થોડોક શાત, સારી હાલતમા હતો. એક ન્હાના બાળકનો આટલો સ્વાર્થત્યાગ જોઇને તેનો પ્રાણ મુગ્ધ થયો પછી જ્યારે હલે તે પ્રતિજ્ઞાપત્રમા સહી કરી દારૂ છોડવાની વાત કહી, ત્યારે ફ્યાનચરે કહ્યુ, “ હા લાવ આ વખતે પ્રતિજ્ઞા કરૂ છુ કે આજથી મે દારૂનો ત્યાગ કર્યો ઇશ્વરકૃપાથી આશા રાખુ છુ કે મારો આ સકલ્પ હુ પાળી શકીશ જો એક બહારનો માણસ મારા છોકરાના માટે આટલુ કરી શકે છે તો જે પિતાએ પોતાના છોકરાની આવી દુર્દશા કરી છે તે શુ કઇજ કરશે નહિ ?”

તે શુભ મુહૂર્તથી તેના પરિવર્તનનો આરભ થયો ત્યાર પછી કોઇ પણ દહાડે દારૂનું એક ટીપુ પણ તેણે પીધુ નહિ ત્યારથી ધીરભાવથી પરિશ્રમ કરીને તે સસાર ચલાવવા લાગ્યો

પીડિત ટેડને સાથે લઇને તેની મા ન્યુયોર્કની મોટી ઇસ્પિતાલમા ગઇ કેટલાક મહિના પછી જ્યારે તે પોતાના દેશમા આવી

ત્યારે ટેડ સંપૂર્ણ આરોગ્ય હતો તેની દૃષ્ટિ હતી તેવી થઇ હતી તે દેખાવ જોઇને તે સ્વાર્થત્યાગી બાળકના પ્રાણમા જે વિમળ આનંદ થયો તેનો શતાંશ પણ નાયાગરામા ભ્રમણ કરીને સુંદર સુંદર દેખાવ જોયાથી તેને થાત નહિ

## ૩૨ ' ત્યાર પછી ? "

આશરે ત્રણસો વર્ષ ઉપર એક બુદ્ધિમાન જુવાન યુરોપની કોઇ એક પ્રખ્યાત યુનિવર્સિટીમા ગયો ત્યા કાયદાનો અભ્યાસ કરવો એ તેના જીવનનો મુખ્ય ઉદ્દેશ હતો ધીરે ધીરે તેના પોતાના ઉજળા ભવિષ્યની આશાના મોહમા મુગ્ધ થઇ અસાધારણ પરિશ્રમ અને દૃઢ અધ્યવસાયના પ્રભાવથી પોતે ધારેલા અભ્યાસનો આરંભ કર્યો. ત્યા થોડી મુદ્દત રહ્યા પછી એક દિવસ પેલો અભ્યાસી યુવક એક એંશી વર્ષના, ચામડી જેની ઢીલી પડેલી છે, વાળ જેના ધોળા થયા છે, તથા સ્વદેશને માટે જેણે મન પ્રાણ આપ્યા છે, એવા ધર્મભીરૂ મહાબુદ્ધિશાળી વૃદ્ધની પાસે ગયો ત્યા ઘણા વખત સુધી સહેજ-સાજ વાતચીત થયા પછી નવીન યુવકે વૃદ્ધની આગળ યુરોપમા પોતાના આવવાનુ મુખ્ય કારણ વિસ્તારથી કહી દેખાડયુ ત્યારે એ વૃધ્ધે કહ્યુ " સારૂ થયુ કે તમે આવ્યા તમને એક વાત પૂછુ છુ તમે તમારો અભ્યાસ પુરો કર્યા પછી શુ કરવાનો નિશ્ચય કર્યો છે?"

યુવકે જવાબ આપ્યો—" પછી હુ સારી ડીગરી લઇશ "

વૃધ્ધે પૂછ્યુ—" ત્યાર પછી? "

યુવકે કહ્યુ—" ત્યાર પછી હુ જેટલા કઠણ અને મુશ્કેલ સવાલો નડશે તેનુ સમાધાન કરવાનો સાવચેતીની સાથે યત્ન કરીશ

અને મારા અસાધારણ સુતીક્ષ્ણ ભાષણથી, હૃદયની એકાગ્રતાથી, ઘણા વર્ષોની કોશેશથી મેળવેલા જ્ઞાન અને બુદ્ધિની પ્રખરતાથી જગતના સર્વ માણસના ચિત્તને ખેચીને હુ સવની પાસેથી મહાન યશને પાત્ર થઇ પડીશ "

વૃધ્ધે પૂછ્યુ "ત્યાર પછી ?"

યુવક તેથી જરા વિરકત થઇને બોલ્યો "કેમ, અને ત્યાર પછી એનો કઇ સરળ ઉત્તર નથી તેને માટે ફકત એટલુજ કહી શકુ છુ કે ત્યાર પછી હુ મ્હારી બુદ્ધિના બળથી એક ઉચો હોદ્દો મેળવીને ઘણુ ધન કમાઇશને ને બધાથી મોટો કહેવાઇશ "

વૃધ્ધે પૂછ્યુ "ત્યાર પછી ?"

યુવકે જવાબ આપ્યો–"ત્યાર પછી હુ ઘણી ધનસપત્તિવાળો અને મહાન સૌભાગ્યવાન થઇને માન, આબરૂ અને હોદ્દાવડે મારા જીવનને ગૌરવાન્વિત સમજી પરમ સુખથી કાળ ગાળીશ "

વૃધ્વે પુછ્યુ "ત્યાર પછી ?"

યુવકે જવાબ આપ્યો "ત્યાર પછી--ત્યાર પછી—ત્યાર પછી હુ મરીશ "

વૃદ્ધ આ સાભળતાજ આનદિત થયો અને ગર્વિત થઇ ખુલ્લે અવાજે પાછુ એ જુવાનને પૂછ્યુ "ત્યાર પછી ?"

યુવક આ છેલ્લા ત્યૌર પછીનો કઇ જવાબ આપી શક્યો નહિ. તેથી નીચુ માથુ કરીને તરત ત્યાથી જતો રહ્યો વૃદ્ધના આ છેલ્લા ત્યાર પછી એ વાક્યે પેલા જુવાનના હૃદયને વિજળીના આચકાની પેઠે વિદ્ધ કર્યુ અને તે એના અતરના ગભીરતમ પ્રદેશમા પેસી કપાયમાન થયુ યુવક તેનાથી સ્થિર રહી શક્યો નહિ. તેના અન્તકરણમા એવો એક પ્રમત્ત તો પણ ગભીર ભાવનો ઉદ્રક થયો કે તે વખતથી તેણે જગતના સઘળા બહારના સુખભોગની

તરફ નજર કરી નહિ અને તેણે મહા મહિમામય ઈશ્વરનો અપાર મહિમા અને અનત ગૌરવ વધારવાને માટે અને સ્વદેશને માટે પોતાનુ જીવન ગાળવાનો દૃઢ નિશ્ચય કર્યો ! ! !

## ૩૩. વિશ્વાસ અને સહિષ્ણુતાનો બદલો.

ઈગ્લાડના એક નગરમા એક દિવસ મધ્ય રાત્રે કોઇ હત-ભાગિની રમણી એકલી પોતાના સુવાના ઓરડામા બેશીને છોકરાના ફાટેલા કપડા શીવતી હતી. બે પહોર રાત્રી ગઈ હતી તોપણ ઘરનુ કામ પૂરૂ થયુ નહોતુ તેની પાસે છોકરા નિશ્ચિત ભાવથી ઉઘતા હતા આવી રીતે વીશ વર્ષથી પણ વધારે કાળ સુધી તેને દરેક રાત્રે જાગરણ કરવુ પડતુ હતુ તેનો જ્યારથી વિવાહ થયો હતો ત્યારથી તેણે એક દિવસ પણ સુખથી ગાળ્યો નહોતો તેનો પતિ કાયિક શ્રમથી થોડુક દ્રવ્યોપાર્જન કરીને સસાર ચલાવતો હતો, પરતુ કેટલાક કુસગીઓના ખોટા દૃષ્ટાતથી દારૂડીઓ થઇને દરરોજ કામ ઉપરથી ઘેર આવતી વખતે દારૂના પીઠામા અડધી રાત સુધી પડી રહી દારૂ પીને આવતો હતો તેની કમાણીનો ઘણો ખરો ભાગ આવા ખોટા માર્ગે ખર્ચાઈ જતો હતો આથી તેની બાયડીને છોકરાને માટે અન્ન મેળવવાને ઘણો પરિશ્રમ કરવો પડતો હતો તે દિવસની રાત્રે પણ તે સ્ત્રી પોતાની હમેશની રીતિ પ્રમાણે સ્વામીની વાટ જોતી હતી રમણી ઘણી ધર્મપરાયણ હતી પરમેશ્વર દુ ખીનુ દુ ખ દૂર કરે છે તેના દ્વારે જે પ્રાર્થના કરે છે, તે જલદીથી પુરી થાય અથવા વિલબ લાગે તો પણ તેની પ્રાર્થના તે મોડી વહેલી પૂર્ણ કરે છે, આ સત્ય ઉપર તેની ઘણી આસ્થા હતી તદનુસાર વીશ વર્ષ થયા તે દરરોજ પતિને માટે પ્રાર્થના કરતી હતી એક દિવસને માટે પણ તે નિરાશ થઇ નહોતી આજે રાત વધારે ગઇ હતી શીવવાનુ

કામ કરતા કરતા તે થાકી ગઇ હતી તેથી વધારે વખત બેસી શકી નહિ તે વેળાએ તેનો સ્વામી પણ ઘેર આવ્યો નહોતો. હવે કેટલી વાર સુધી વાટ જુએ ? છેલ્લે તેણે સૂવા જવાનો ઇરાદો કર્યો સૂતા પહેલાં તે જ્યારે પરમેશ્વરનુ સ્મરણ કરવા લાગી, ત્યારે તેણે ફરીથી પોતાના પતિ વિશે પ્રાર્થના કરી અને તે સાથે તે પતિપરાયણ, સાધ્વી પણ હતભાગિનીના ગાલ ઉપરથી શોકાશ્રુની ધારા વહેવા લાગી. પ્રાર્થના પૂરી થયા પછી બિછાનામા જવાની ઇચ્છા નહિ થતા હૃદયમા બીજા એક ભાવનો ઉદય થયો તે હવે ઘરમા સુસ્થીર રહી શકી નહિ કોણ જાણે કેમ પણ તે ભાવ તેને પતિની શોધમા જવાને માટે ઉત્તેજિત કરવા લાગ્યો. તે તરત અધારી રાતે પતિની શોધ માટે પીઠા ભણી જવા નીકળી ત્યા જઇને જુએ છે તો તેનો સ્વામી બીજા કેટલાક મિત્રોની સાથે દારૂ પીવામા અને ખુશીમા રત થયેલો છે અને દારૂના પીઠાવાળાની બાયડી તેઓને દારૂ પૂરો પાડે છે તેનો પતિ તેને પીઠામા આવતી જોઇને એકદમ ક્રોધાયમાન થયો અને ખરાબ ભાષામા તિરસ્કાર કરવા લાગ્યો દારૂ વેચનાર‍ની બાયડીએ તેને કહ્યુ "થોડી વાર થોભ, તારો પતિ તારી સાથે આવશે" તેણે કહ્યુ: "બ્હેન ! હવે કેટલી થોભુ ? સાત વર્ષ થયા થોભુ છુ." દારૂ વેચનારની સ્ત્રીએ કહ્યુ "સાત વર્ષ સુધી થોભ્યા છો તો બીજા સાત વર્ષ થોભો" તેણે કહ્યુ "ચૌદ વર્ષ ! શુ બોલો છો ? ભલે, હુ એકવીશ વર્ષ થોભીશ" એમ કહીને પેલી ધર્મપરાયણ નારી જ્વલત વિશ્વાસની સાથે બોલી "બ્હેન ! ઇશ્વર જો ખરો હોય તો મારી પ્રાર્થના સાભળશે ને સાભળશે જ થોડા દિવસમા એવો સમય આવશે કે મારો સ્વામી તમારી દુકાનના દરવાજા ઉપરથી જશે, પરતુ એની અદર આવવાની પ્રવૃત્તિ રહેશે નહિ" આ વાત કહીને તે દારુના પીઠામાથી બહાર નીકળી તે વેળાએ તેણે પતિને કઈ

પણ કશુ નહિ, પરંતુ કોણ જાણે શા કારણથી પણ તેનો પતિ ત્યા સ્થિર રહી શક્યો નહી તે પણ પોતાની પત્નીની પછવાડે પછવાડે ઘર તરફ ચાલ્યો હવે તેના મો ઉપર ક્રોધનુ કઇ પણ ચિહ્ન રહ્યુ નહોતુ જાણે તે ભીરૂ કાયર પુરૂષ હોય તેમ પત્નીની સાથે સાથે બંધીવાનની પેઠે પોતાને ઘર ગયો બીજે રવિવારે તે પોતાની ખુશી ખુશાલીની જગાપર દેખાયો નહિ. તે પત્નીની સાથે ઉપાસનાલયમા ગયો પ્રસગનો કેવો યોગ! તે દહાડે આચાય જે ઉપદેશ આપ્યો તે જાણે તેને જ માટે તૈયાર કર્યો હોયની તે ઉપદેશે બાણની પેઠે તેના પ્રાણને વીધ્યો તેના પ્રાણમા એટલી તો યાતના થવા લાગી કે તેણે કેટલાક દિવસ કેવળ યત્રણામા છટકટ કરીને ગાળ્યા અંતે બીજે રવિવારે પોતાના પાપનો સ્વીકાર કરીને તે ધર્મશિક્ષણ મેળવવા અભિલાષી થયો આ વખતથી તેના જીવનનો પ્રવાહ ફર્યો તેણે ભજનાલયથી ઘરમા આવીને પોતાના છોકરાને બોલાવીને કહ્યુ "બેટા! આજ મારી સાથે પરમેશ્વરને ધન્યવાદ આપો તમારી ધર્મપરાયણ માતાની સહિષ્ણુતા અને વિશ્વાસનુ ઇનામ તેણે શુ આપ્યુ છે તે જુઓ" આવી રીતે તેના પરિવારમા પ્રાર્થનાનો આરંભ થયો, અને પછી તે કાયમ ચાલુ રહ્યો

## વીર કન્યાની અદભુત હિમ્મત.

સયુક્ત પ્રાન્તમા જોનપુર એ એક પ્રસિદ્ધ જીલ્લો છે આ જીલ્લાના એક ગામમા બનેલી એક અદ્ભૂત વાર્તા નીચે પ્રમાણે છે

શ્રીયુત મહાવીરસિહજી રજપુત ક્ષત્રિય છે તેને એક પુત્રી શ્રીમતી લક્ષ્મી નામની છે અને બે પુત્રોમાના એકનુ નામ વિષ્ણુસિહ અને બીજાનુ નામ હરિસિહ છે મોટાની ઉમ્મર ૨૦ વર્ષની અને નાનાની ૧૫ વર્ષની છે ચૈત્ર માસમા કન્યાના લગ્ન કર્યાં હતા તેની

ઉમર આશરે ૧૪ વર્ષની છતા સબધીઓ ૧૨ વર્ષની જણાવ્યા કરે છે વિવાહને દિવસે જાન આવી પહોચી વરનુ નામ ઠાકોર રૂપસિહજી છે ઉમ્મર કેવળ ૫૮ વર્ષની અને અડધા દાત પડી ગયા છે વાળ સફેત, શરીર હાડપિજર અને ચહેરા પર કરચોળીઓ પડી ગઇ છે, પરતુ ઘરના તે ધનાઢ્ય છે લગ્નની ખુશીથી તે આનદમા આવી ગયા છે એક ઓરડામા વસ્ત્રાભૂષણોથી સુસજ્જિત લક્ષ્મી બેઠી છે તેને ચારે બાજુથી સ્ત્રીઓએ ઘેરી લીધી છે સાજના સાડા સાતેક વાગે કુળ મર્યાદાનુસાર વહુને ચાલ્લો કરવાનુ રૂપસિહજીને કહેવામા આવ્યુ રૂપસિહજીનો હાથ લામા ઘુઘટમા થઇને માથા આગળ પહોચ્યો નહિ એટલામા તો લક્ષ્મીએ તે ટચરાનો હાથ મચડી તરછોડી નાખ્યો બુજના રૂપસિહે હાથ બહાર ખેચી લીધો અને ચકિત થઇ આમ તેમ જોવા લાગ્યો પાસે ઉભેલી એક સ્ત્રીએ લક્ષ્મીને એક તમાચો માર્યો અને તે કુમડા વૃદ્ધ વરને બીજી વખત હાથ લબાવવાની પ્રેરણા કરી તેણે ડરતા ડરતા ઘુઘટમા હાથ તો વાલ્યો, પણ તેમ કરતા જ તેના હાથને પકડીને લક્ષ્મીએ પોતાના દાત વચ્ચે ભચડી નાખ્યો અને બડબડાટ કરતે કરતે તે હાથને વધારે ખેચી પગતળે કચરી નાખવાનો પ્રયત્ન કર્યો વૃદ્ધ બૂમ પાડીને ઘણી મહેનતે હાથ છોડાવી બહાર નિકળી ગયો આખા ઘરમા ગરબડ મચી રહી અને વૃદ્ધ બહાર આવી પોતાનો હાથ બતાવવા લાગ્યો લક્ષ્મીને માતા તો હતીજ નહિ સબધી સ્ત્રીઓએ તેને મારવાનુ શરૂ કર્યુ અને તેનો ભાઇ હરિસિહ અદર ઉભો હતો તેણે તેને બે થપડો ખેચી દીધી

લક્ષ્મી હવે ઉભી થઇ ગઇ અને ક્રોધથી ભાઇને એવો ધક્કો માર્યો કે તે લથડતો લથડતો દૂર જઇ પડયો સ્ત્રીઓ તો તેની લાલચોળ આખો જોઇને જ ડરી ગઇ લક્ષ્મીએ લગ્નના લુગડા અને

સર્વ આભૂષણો ઉતારી ફેંકી દીધા. માત્ર એક માલો અને પોલકુ પહેરેલુ રાખી ઘરમાથી બહાર નીકળવા લાગી સ્ત્રીઓએ તેને પરાણે થોભાવી લક્ષ્મીના નેત્રોમાથી આગ વરસી રહી હતી તેનુ શરીર ધ્રુજતુ હતુ ક્રોધાગ્નિથી તે લાલચોળ થઇ બોલી —"ખસો, મને છોડી દો, હુ કસાઇઓના ઘરમા નહિ રહુ આવા ટચરાની સાથે મારા લગ્ન ! ખબરદાર, કોઇ સામુ આવ્યુ તો જીવથીજ ગયુ જાણજો "

સ્ત્રીઓએ કહ્યુ "બ્હેન, તુ હજુ નાદાન છે, ખાનદાની તરફ ધ્યાન આપ, બાપની આબરૂપર ડાઘ ન લગાડ, ધનવાનને ઘેર જઇશ હજુ તે બહુ વૃદ્ધ નથી ! તને કોણે બહેકાવી દીધી છે ! "

લક્ષ્મી ઘરની બહાર જવાને જોર કરી રહી હતી પુરુષો બહારથી જ આ સ્થિતિ જોઇ મોઢામા આગળી ઘાલી પાછા જતા હતા સ્ત્રીઓ ભયભીત થઇ રહી હતી એટલામા જ વિષ્ણુસિહ આવી પહોચ્યો લક્ષ્મી તેના મોટા ભાઇ તરફ બહુ માન ધરાવતી હતી તે આ વિવાહનો વિરોધી હતો લક્ષ્મીએ તેના ભાઇને દૂરથી જોયો એટલે તે શાન્ત પડી અને નમ્ર ભાવથી તેની સામે હાથ જોડીને ઉભી રહી

વિષ્ણુસિહ બ્હેનને હેતથી પીઠ ઉપર હાથ ફેરવી કહેવા લાગ્યો –"લક્ષ્મી ! તુ ગભરાઇશ નહિ જે કામ મારાથી થયુ નહિ તે તે કરી બતાવ્યુ છે હુ તારી હિમ્મત જોઇ ખુશી થયો છુ બહાર ન જઇશ, કશી જ ચિતા ન કરતી હરેક રીતે હુ તારૂ રક્ષણ કરીશ"

એટલામા પિતાજીએ વિષ્ણુસિહને બોલાવ્યો જાનયા રજપુત હતા તેમનુ લોહી ઉકળી ગયુ અને લડવા–મરવા માટે તૈયાર થઇ ગયા રૂપસિહે આબરૂની ફર્યાદ માડવાની ધમકી આપી

મહાવીરસિહ હાથ જોડી ઉભો રહયો છે અને નમ્ર ભાવે પોતાના સબધીઓને અને જાનૈયાને કહે છે —" સજ્જનો ! હુ

શરમાઉ છુ, છોકરીને શુ થઇ ગયુ છે તે સમજાતુ નથી આપ સર્વને જરૂર કષ્ટ થયુ હશે પણ ક્ષમા કરજો પુત્રોને સમજાવી ખુશી કરવા દો અને પછી કોઈ બીજા મૂહુર્તમા લગ્ન કરીશ ”

વિષ્ણુસિહ—“પિતાજી, એ લોકોને અધપછોડામા ના રાખો. કન્યા આ વરલાયક નથી તે લગ્ન કરશે તો કોઇ યુવાન પુરૂષની સાથે જ કરશે તમે એ લોકોને અન્યત્ર વિવાહ કરવા સ્પષ્ટ કહી દો”

આ વાદવિવાદ ચાલતો હતો એટલામા લક્ષ્મી ઝાપટ મારી છુટી થઇ અને ઘરમાથી બહાર નીકળી તેણે વાળ છુટા મકયા અને એક મસ્તાની માફક ખેતરમા ચાલી ગઇ આશરે સો સ્ત્રીઓ એની પાછળ ગઇ જે તેની પાસે જતી હતી તેને એકાદ બે થપડો પડતી હતી આવી સ્થિતિમા તે બેધડક ચાલતી હતી અને કહેતી હતી કે “હવે હુ સ્વતત્ર છુ જે માણસો મારા જેવી કુમારીકાઓને કસાઇ-ઓના હવાલે કરે છે, તેમનો પરમાત્મા વિનાશ કરો ! હુ પાદડા ખાઇને જીવીશ, પાણી પીને રહીશ, પણ આવા હત્યારાની પાસે કદી પણ રહીશ નહિ અને એ વૃદ્ધ ટચરા સાથે પરણીશ પણ નહિ મને કહેતા હતા કે એની ઉમ્મર ત્રીશ ચાળીશ વર્ષની જ છે. ” (પાછળ જોઇને) “જાઓ, ખસો, મારી સાથે તમારે શુ સબધ છે ? બાપની સાથે નહિ બોલુ તેમજ કાકીને પણ નહિ મળુ જે કોઇ મારી પાસે આવશે તેને મારીશ, ” આવી રીતે જોરથી કહેતી અને રસ્તો કાપની તથા દાત પીસતી પીસતી લક્ષ્મી બેધડક એક પીપળાના વૃક્ષ નીચે જઇને બેઠી

સ્ત્રીઓમા ચર્ચા થવા લાગી તેઓની દ્રષ્ટિમા તો લક્ષ્મી હવે સાક્ષાત દેવી રૂપ જ દેખાવા લાગી, અને પાસે આવી આવીને પૂજ્ય-ભાવે નમસ્કાર કરવા લાગી કોઇ તેના માટે મીઠાઇ, લાવી તો કોઇ દૂધ ને કોઇ ફળ તેના આગળ ધરવા લાગી લક્ષ્મીએ તે તરફ નજર પણ ફેરવી નાહ અને જે કઈ વસ્તુ આવે તેને ઉપાડી ઉપાડીને ફેકી દેવા લાગી

જાનના પુરુષો પણ સર્વ હકીકત સાભળતા તેને કોઇ એક દેવીનો અવતાર સમજી ગભરાઇ ગયા અને લગ્નની આશા મુકી જમ્યા વિના જ ચાલ્યા ગયા

આ પ્રમાણે જાન વેરાઇ ગયા બાદ ઘરના માણસોએ મસલત કરવા માડી. વિષ્ણુસિહે પોતાના બાપને એકાતમા લઇ જઈ કહ્યુ કે "લક્ષ્મીના વિચારો હુ જાણુ છુ તેથી જ ત્રણ માસથી આ લગ્નની હુ વિરૂદ્ધ હતો જે થયુ તે આપણી જ બેવકુફીનુ ફળ છે હવે તમે કોઇ રીતે તેને ખુશી કરો"

મહાવીરસિહ—"તે તો મને ગાળો દે છે અને સ્ત્રીઓ કહે છે કે તેની પાસે જશો તો મારશે"

વિષ્ણુસિહ—"તમે મારી સાથે ચાલો અને તેને કહો કે "એ મારી ભૂલ હતી, હુ ધનના લોભમા ફસ્યો હતો, હવે હુ સમજ્યો અને હવે તારી મરજી મુજબ કોઇ યુવક સાથે તારા લગ્ન થશે અમે તને કઇ પણ કષ્ટ આપીશુ નહિ, ઘેર ચાલ"

પછી મહાવીરસિહ અને વિષ્ણુસિહ પીપળા પાસે ગયા અને ઉપરોક્ત વાક્યો કહી સભળાવ્યા લક્ષ્મીએ પરમાત્માને ધન્યવાદ આપ્યો, પિતા અને ભાઇના પગે પડી અને કાઇપણ બોલ્યા ચાલ્યા સિવાય ઉઠી તેમની સાથે ઘર તરફ ચાલી

વાચકો આ દશ્ય કઇ કલ્પિત નથી, પણ ખરો બનેલો બનાવ છે, અનેક દુષ્ટ માબાપો દ્રવ્ય લોભને લીધે આવી રીતે પોતાની નિર્દોષ કન્યાઓનો હજી પણ ભોગ આપતા જોવામા આવે છે, અને હવે પછી એવા અનેક ભોગ અપાશે અમે ઇચ્છીએ છીએ કે એવે પ્રસગે કન્યાઓ દબાઇ ન જતા લક્ષ્મી સમાન દૃઢતા બતાવે અને પોતાના ગુમાની માતપિતાને ધડો આપે, કે જેથી બીજા અનેક મૂર્ખ માબાપો એ નીચ રસ્તે જતા અટકે અને અનેક કુમળી કન્યાઓના જીવન નષ્ટ થતા અટકે (ટુકી વાર્તાઓ, ભાગ ૫ મો)

# सद्बोध वार्तावळी.



## ભાગ ૨—કર્ત્તવ્યપરાયણતા.

### ૩૪. દુકાન ઉપરનો છોકરો.

એક આબરૂદાર માણસનો એકનો એક છોકરો હતો તેને ગરીબાઇને લીધે નાની ઉમ્મરમા ભણવાનુ છોડી દેવુ પડયુ હતુ તેનો પિતા અશક્ત થયો હતો, કુટુબ બહોળુ હતુ, તેથી તેમનુ પોષણ કરવાનો બીજો કઇ ઉપાય નહિ હોવાથી તેણે પોતાના એકના એક છોકરાને કાપડ વેચનારની દુકાન ઉપર નોકરીએ બેસાર્યો. આખો દિવસ મજુરી કરીને તે જે કઇ કમાતો હતો તેથી એક રીતે ગુજારો ચાલતો હતો ખરો, પરતુ ઘણુ કરીને અડધુ ભૂખે રહેવુ પડતુ હતુ પિતા, માતા, બ્હેન ઘરના સર્વ માણસો તેથી સતુષ્ટ રહેતા હતા, માટે વૃદ્ધને સસારમા કદી પણ અશાતિની જગા જણાતી નહોતી આડોશીપાડોશી તેમની ખરાબ હાલત જોઇને ઘણા દિલગીર થતા ગમે તેમ હો, પણ છોકરો દુકાનપર કાપડ વેચતો હતો, અને કોઇક કોઇક વખતે દુકાનનો હિસાબપણ લખતો હતો તે એક દહાડો દુકાનપર બેઠો છે, એવી વખતે એક સ્ત્રી દુકાનપર કઇ ખરીદ કરવા આવી બાળકે તેને આવકાર દઇને એક ખુરશી ઉપર બેસાડી. પછી તેને પૂછયુ કે તમે કેવા રગનુ અને કેટલી કીમતનુ કપડુ લેવા ઇચ્છોછો ? સ્ત્રીએ મોઘી કીમતનુ કપડુ માગ્યુ બાળકે

એક પછી એક દુકાનની અંદર જે લુગડા હતા તે દેખાડયા અને સ્ત્રીએ તેમાથી એક લુગડુ પસંદ કર્યું સ્ત્રીએ તે કાપડ ઘણુ સારૂ ખેળ વગરનુ અને વગર સડેલુ જાણ્યુ હતુ, પરંતુ પેલા બાળકે પહેલેથી તે કપડુ જોયુ હતુ કે તે સડેલુ છે તેથી તે તેણે સ્ત્રીને કહ્યુ કે, " તમે આ લુગડુ લેતા નહિ" સ્ત્રી બાળકની વાત સાભળીને થોડી અજાયબ થઈ આવુ ઉત્તમ લુગડુ લેવાની શામાટે તેણે મનાઇ કરી તે કઇ સમજી શકી નહિ તે પછી ઘણા ખરીદ કરનાર આવ્યા તે બધા જતા રહ્યા સ્ત્રી તે વેળા પણ વિચારમા નિમગ્ન હતી તેના મો ઉપર કોઇ વેળાએ હર્ષની તો કોઇ વેળાએ વિષાદની છાયા જણાતી હતી ! જણાય છે કે, લુગડુ સડેલુ હશે તેથી મને લેવાની તે મના કરે છે વળી પાછી વિચાર કરતી કે નહિ, તેમ તો કેમ હોય ? દુકાનદારના હૃદયમા શુ આટલી સરળતા, આટલુ કર્ત્તવ્ય જ્ઞાન રહી શકે છે ? અને બાળકના સરળ મુખ તરફ જોઇને ધીરે ધીરે તે પૂછવા લાગી, "તમે મને આ કપડુ લેવાની મનાઇ શામાટે કરોછો ?" બાળક પોતાનુ સતજ્જ મો જરા નીચુ રાખીને કહેવા લાગ્યો, "આ કપડુ વચમાથી ફાટયુ છે." ફાટયુ છે એ શબ્દ સાભળીને સ્ત્રીએ તે કપડુ લીધુ નહિ કેવળ બાળકના મો સામુ જોઇને જરા હસીને ત્યાથી જતી રહી દુકાનના માલિકનુ તે વેળાએ બીજા કામમા મન લાગ્યુ હતુ તેથી બન્નેની વાતચીત સારી રીતે તે સાભળી શકયો નહોતો, પરંતુ જે કઇ સાભળવામા આવ્યુ હતુ તેથી થોડુ ક સમજ્યો હતો દુકાનદારે તે દહાડે બાળકના પિતાને કહાવી મોકલ્યુ કે, "તમારા છોકરાને હવે હું દુકાન ઉપર નોકરી રાખનાર નથી તે જેવી રીતે કામકાજ કરે છે, તેથી મારા ધધામા લાભને બદલે નુકશાન થઇ શકે એમ છે" પિતાએ એ વાત સાંભળીને વિચાર કર્યો

ર પુત્રે એવું શું ખરાબ કામ કર્યુ હશે ? તેમ કર્યુ હોય તો છોકરાને સજા કરવી જોઇએ" તેથી તરત તે કાપડવાળાની દુકાન ઉપર ગયો ત્યા જઇને દુકાનદારને પૂછ્યુ "શેઠ ! મારા છોકરાની શી ચૂક થઇ છે, તે મને કહો" દુકાનદારે જે બનાવ બન્યો હતો તે સર્વ કહ્યો પિતા એ સાભળીને જરા હસ્યો ત્યાર પછી દુકાનદારને કહ્યુ "શેઠ ! હું મારા છોકરાને તમારી દુકાન ઉપર નોકરીએ રાખવા ઇચ્છતો નથી તમે જે કામ અન્યાયી સમજો છો, તેને હુ ન્યાયવાળું સમજુ છુ મારા છોકરાને આવુ ન્યાયવાળુ કામ કરવાની હિમ્મત છે એ વાસ્તે હુ ઇશ્વરને ધન્યવાદ આપુ છુ, અને તેથી આવા બીજા ન્યાય કર્મ કરશે તો હુ તેને વધારે ચાહીશ." આટલુ કહીને પોતાના છોકરાને દુકાન ઉપરથી ઉઠાડીને ઘેર લઈ ગયો દુકાનદાર તેથી ઘણો અજાયબ થયો

---

## ૩૫. સાચુ સાહસ.

રુશીઆનો અધિપતિ શહેનશાહ પીટર વેપારની ઉન્નતિને માટે બાલ્ટિક સમુદ્રને લાડોગા સરોવરની સાથે જોડી દેવાને માટે એક મોટી નહેર ખોદાવતો હતો એ નહેરનુ કામ કરવાને માટે જોઇતા મજુર મળતા નહોતા અને તે જલદી પૂરી કરવી એમ શાહની ઇચ્છા હતી તેથી તેણે એવો હૂકમ કર્યો કે ન્યુગોર્ડ અને પિટર્સબર્ગ એ બે પ્રાંતોના જમીનદારોએ પોતાના માણસો મોકલીને નહેર બનાવવાના કામમા મદદ કરવી રાજ્યના સર્વ મત્રી અને સલાહકાર સભાસદોની રૂબરૂ આ હુકમ તૈયાર કરાવી શાહે તે ઉપર પોતાની સહી કરી હતી. પ્રિન્સ યાકુબ ડલગોરુકી નામે એક પ્રધાન એ દિવસે દરબારમા હાજર થઈ શકયો નહોતો. બીજે દિવસે તે

ત્યા આવ્યો ત્યારે તેને માલૂમ પડયુ કે આગલે દિવસે પાદશાહે એક નવો હુકમ કાઢયો છે અને તેનો અમલ કરવાને સર્વ કારભારી ઓ આતુર થઇ રહ્યા છે આ વિશે વધારે તજવીજ કરતા એક કારભારીએ તેને પાદશાહની સહીનો હુકમ કાઢીને દેખાડયો તે તેણે વાચી જોયો અને શાહે કરેલા સખ્ત હુકમથી તે માહિતગાર થયો આ પછી તે બોલ્યો કે, "નહિ, નહિ, એમ થવુ અસભવિત છે આ બાબત શાહને સારી પેઠે સમજાવવુ પડશે કારણ કે જે પ્રદેશના ખેડુતોની પાસેથી કામ લેવાનો શાહે હૂકમ કર્યો છે તે બને પ્રદેશ કેટલાક વરસથી લડાઇમા છેક કૌવતહીન થઇ ગયા છે તે ગરીબ માણસો ઉપર જૂલમ થવાથી તેઓ એકદમ નિરાશ થઇ જશે" આ પ્રમાણે કહીને તથા દરિદ્ર ખેડુતો તરફ દયાભાવ દેખાડીને તેમજ શાહને નેક સલાહ આપવાનો પોતાનો ધર્મ વિચારીને સહી થયેલો હૂકમ ફાડી નાખવાને તે તૈયાર થયો એ વખતે બીજા કારભારીએ તેને એમ કરતો અટકાવીને કહ્યુ કે, "એ શુ કરો છો? શહેનશાહે તેના ઉપર સહી કરી છે ને!" તેના જવાબમા ડલગોરૂકીએ કહ્યું કે, "શહેનશાહ એનો મર્મ જાણતા નથી એનાથી જે ખરાબી થશે તે એમને માલુમ હોત, અથવા કોઇએ એ વિશે એમને સમજણ પાડી હોત તો હુ જે કરૂ છુ તેજ તેઓ કરત" આમ કહીને કારભારીઓના દેખતા શાહની સહીવાળા હૂકમનો કાગળ તેણે ફાડી નાખ્યો તેનુ આવુ અદ્ભુત સાહસ જોઇને સઘળા સભાસદો ઘણુ આશ્ચર્ય પામ્યા ત્યાંની રાજ્યપદ્ધતિ એવી હતી કે રાજાની ઇચ્છા પ્રમાણેજ રાજ્યનુ સઘળુ કામ ચાલતુ રાજાની આજ્ઞા કોઇથી પણ લોપાય નહિ એવી ગણાતી તેમા વળી શહેનશાહ પીટર દઢ પ્રતિજ્ઞાવાળો હતો તે આવા સાહસ કર્મને માટે કોણ જાણે શુએ

કરશે આવા વિચારથી સઘળા કારભારીઓ ભયથી કંપવા લાગ્યા અને સભામાં ઘણી ગરબડ થઇ રહી સર્વ મંત્રીઓ ડલગોરૂકીને પૂછવા લાગ્યા કે, "આ તમે શું કર્યું ! તમારા અવિચારી સાહસનું ફળ તમારે અવશ્ય ભોગવવું પડશેજ તે શું તમે નથી જાણતા ?" તેના જવાબમાં ડલગોરૂકીએ દૃઢતાથી કહ્યું કે, "હું સર્વ જાણું છું મારા હાલના કામને માટે જરૂર હશે તો હું ઈશ્વરની સામે, શહેનશાહની સામે, અને જન્મભૂમિની સામે જવાબ આપીશ "

તેનો જવાબ પૂરો નહિ થતામાં તો શહેનશાહ રાજદરબારમાં આવ્યા ડલગોરૂકીએ ઉચ્ચરેલા વાક્ય તેના સાંભળવામાં આવ્યાં હતા સભામાં પ્રવેશ કરતાજ ત્યાં ઘણી ગરબડ ચાલતી તેને માલુમ પડી તેને જોઇને સર્વ સભાસદો ઉઠીને માન આપવા લાગ્યા સર્વના ચહેરા ઉપર ભય અને સંદેહની છાયા દેખાતી હતી સભાસદોની આ ભયભીત સ્થિતિ વિષે શહેનશાહે ખુલાસો પૂછ્યો તેના ઉત્તરમાં સર્વ કારભારી મંડળે બીકથી ધ્રુજતા ધ્રુજતા ડલગોરૂકીના સાહસ કર્મની વાત તેને જાહેર કરી તે સાંભળીને શહેનશાહે તે પ્રધાનના તરફ ફરીને પૂછ્યું કે, "શા વાસ્તે તમે મારા હુકમની અવગણના કરવાનું સાહસ કર્યું " ડલગોરૂકીએ નિર્ભય ચિત્તથી તેનો જવાબ આપ્યો કે, "નામદાર શહેનશાહની સુકીર્ત્તિ અકલંકિત રાખવાની ઇચ્છા, અને ગરીબ રૈયતના હિતની લાગણી, એ બે મનોભાવે આવું કામ કરવાને મને સાહસિક કર્યો છે " પછી તેણે દૃઢતાની સાથે અતિ નમ્રતાથી શહેનશાહને કહ્યું કે, "રાજાધિરાજ ! આપ મારા ઉપર ગુસ્સે થશો નહિ વિવેચના કરવાની આપની શક્તિ ઉપર મને વિશેષ શ્રદ્ધા છે સ્વીડનના રાજા ચાર્લ્સની માફક આપ પોતાના રાજ્યને સ્મશાનભૂમિ જેવું વેરાન કરવાને ચહાતા નથી એમ

આ દાસને દઢ વિશ્વાસ છે, તે છતા મને ઘણુ આશ્ચર્ય લાગે છે કે આવા અનિષ્ટકારી કામમા આપે કેમ સંમતિ આપી ? જે બે પ્રદેશના લોકો ઉપર જહાગીરી વાપરવાના હુકમ ઉપર આપે સહી કરી હતી તે બે પ્રદેશના લોકોની હાલત વિશે આપે પુરતો વિચાર અને તપાસ કર્યો નથી શુ આપ નથી જાણુતા કે હાલના છેલ્લા યુદ્ધમા રાજ્યના સર્વ પ્રદેશો કરતા આ બે પ્રદેશ ઉજડ જેવા થઇ ગયા છે ? આ પ્રદેશના લોક હાલ કેવી દુર્દશા ભોગવે છે તે વાત શુ આપને જાણીતી નથી ? આપ નામદારના વિસ્તીર્ણ મહારાજ્યના સર્વ પ્રદેશોમાથી થોડા થોડા માણસ કામમા લીધાથી નહેર બનાવવાના આપના સર્વે વિચાર પાર પડે તેમ છે, તો એ પ્રમાણે કરવામા શી હરકત છે ? બીજા પ્રદેશો ન્યુગોર્ડ અને પિટસર્બર્ગની પેઠે ઉજ્જડ જેવા થયા નથી આમાદ પ્રદેશના આગેવાનો ખપજોગ માણસ પોતાના મૂલકમાથી મોકલીને આપના જરૂરી કામની સગવડતા કરી શકશે "

શહેનશાહે એકાગ્ર ચિત્તથી સર્વ હકીકત સાભળી, અને તે બોલી રહ્યો એટલે બીજા કારભારીઓ તરફ ફરીને તે (શહેનશાહ) બોલ્યો કે, "મ્હારા સર્વ કારભારીઓમા કોઇ એવો સતસાહસી નથી કે જે પ્રથમથી આ સત્ય વાત મને સમજાવી શકયો હોય " પછી ડલગૌરૂકીની તરફ ફરીને બોલ્યો કે, "તમે જે કહ્યુ તે સર્વ ખરૂ છે તમારી સલાહ મુજબ મારો હુકમ હુ રદ કરૂ છુ અને તમારા સતસાહસને માટે તમોને શાબાશી આપવા સાથે, મારા હાથે થતા એક અયોગ્ય કૃત્યનો મને સાચી હકીકત સમજાવી અટકાવ કરાવ્યો માટે તમારો ઉપકાર માનુ છુ " આવા સેવ્ય સેવકો બહુજ થોડા હશે.

## ૩૯. કર્ત્તવ્યજ્ઞાન.

જ્યારે રોમનો બાદશાહ વેલ્પેસિયાન સેનેટના દ્વારા, એક અન્યાયી કાયદો પાસ કરાવવામા ઘણો ઉતાવળો થયો હતો, ત્યારે સેનેટમા હેલ્વિડિયાસ નામનો એક અત્યત ન્યાયપરાયણ સભાસદ હતો. બાદશાહ નિશ્ચય જાણતો હતો કે, હેલવિડિયાસ તેના અન્યાયી પ્રસ્તાવનો વિરોધી થશે એ વાસ્તે તેણે તેને એ દિવસની સભામા ન આવવા વિશે કહાવી મોકલ્યુ હેલવિડિયાસે જવાબમા જણાવ્યુ, કે "મને સેનેટના સભ્યપદથી દૂર કરવાનો તમને અધિકાર છે ખરો, પરતુ જ્યાસુધી હું સભાસદ રહીશ ત્યાસુધી હુ સેનેટના અધિવેશનથી ગેરહાજર થઇને કર્ત્તવ્યમા અવલેહા કરી શકીશ નહિ" બાદશાહે કહાવી મોકલ્યુ "સારૂ, આજના કાયદાના વિષયમા જો તમે મતામત જાહેર ન કરો તો તમે આવો તેમા મારી કાઇ હરકત નથી" હેલવિડિયાસે તેના ઉત્તરમા કહાવી મોકલ્યુ કે, "જો કોઇ મારો મત નહિ પૂછે તો હુ ચુપ રહેવા રાજી છુ"

વેલ્પેસિયાને કહ્યુ "તેમ થનાર નથી તમે હાજર રહેશો એટલે તમારો મત પૂછવામા આવશેજ"

હેલ-"તો જે હું ન્યાય અને યુક્તિસગત જાણીશ તે ચૂપ થયા વગર અને કોઇની દરકાર કર્યા વગર સલાહ આપીશ"

બાદશાહ- "જો તમે એમ કરશો તો તમારે વિપદ ભોગવવી પડશે નક્કી જાણજો કે તમે મારા પ્રસ્તાવ વિરુદ્ધ થયાથી તમારૂ મસ્તક છેદન કરવામા આવશે"

હેલવિડિયાસે તેના ઉત્તરમા નમ્રભાવે કહ્યુ "મહારાજ ! મે શુ તમને કહ્યું છે કે, હું અમર છુ ? દેવતાઓના પ્રતિ અને મારા

દેશના પ્રતિ મારૂ જે કર્ત્તવ્ય છે તે પાલન કરવાને માટે મને જો તમારા પ્રસ્તાવનો પ્રતિવાદ કરવો પડે તો મનમા આણશો ના કે તમારા ક્રોધના ભયથી હુ તેનાથી વિરક્ત થઇશ અને જો તમે પ્રતિહિસા ચારિતાર્થ કરવાને માટે મારૂ શિરચ્છેદ કરશો તો ભવિષ્ય વશીયગણ આપણા બનેના કાર્યનો વિચાર કરશે"

---

## ૩૭. એક બાળકનું આશ્ચર્યકારક કર્ત્તવ્યજ્ઞાન.

ઉનાળાની ઋતુમા એક દહાડો એક જગલમા બે અગ્રેજના છોકરા રમતા હતા રમતા રમતા એક છોકરો અતિ ગભીર ભાવ ધારણ કરીને રમવુ છોડી દઇને બોલ્યો "આજે એક કામ કરવાનુ ભૂલી ગયો આજે મે સવારે ઉપાસના કરી નથી તમે જરા થોભો હુ પ્રાર્થના કરી આવુ છુ" આટલુ કહીને બાળક તરત તે જગા પરિત્યાગ કરીને નિર્જન સ્થાનમા ગયો, અને ત્યા ઉપાસના કરીને પાછો રમવાની જગાપર આવીને રમવા લાગ્યો બાલ્યકાલથી આવુ કર્ત્તવ્યજ્ઞાનનુ જ્વલત દષ્ટાત શુ આપણા દેશના બાળકોમા જોવામા આવે છે? બાળકોને તો એક બાજુએ મૂકીએ પણ મોટી ઉમ્મરના માણસોમા પણ તેવુ કર્ત્તવ્યજ્ઞાન જોવામા આવતુ નથી આ બાળકની કર્ત્તવ્યપરાયણતાનુ મધગાઓએ અનુકરણ કરવુ જોઇએ

---

## ૩૮. રિચર્ડ બ્યાક્સ્ટર.

ગભીર ચિતાશીલ ખ્રિસ્તધર્મ-પ્રચારક રિચર્ડ બ્યાક્સ્ટર બહુ ઉત્સાહ અને અધ્યવસાયથી ધર્મપ્રચારમા લાગ્યો હતો ને ઘણા દિવસથી અત્યત પરિશ્રમથી પરમેશ્વરનો મહિમા પ્રચાર કરવામ

અને ધર્મ સબંધી પુષ્કળ પુસ્તકો પ્રસિદ્ધ કરવામા લાગ્યો હતો. આટલી મહેનત કરવા છતા તે એક ઘડી પણ વિશ્રામ લેવાની ઇચ્છા કરતો નહોતો વૃદ્ધાવસ્થાને લીધે તેનુ શરીર ઘણુ દુર્બળ થઇ પડયુ હતુ, તોપણ પહેલાની પેઠે જ્વલંત ઉત્સાહની સાથે ઇશ્વરનુ રાજ્ય વિસ્તારવાને માટે તે પરિશ્રમ કરવાથી હઠતો નહોતો શરીરની દુર્બલતાને લીધે પુલપીટ ( વેદી ) ઉપર ચઢતા પડી ન જવાય એ માટે સર્વદા એક માણસને પોતાની પાછળ ઉભા રહેવાને તે કહેતો હતો તે વીર પુરૂષ પોતાની દુર્બલતા ઉપર નજર નહિ રાખતા યુવાનની પેઠે ઉત્સાહથી ધર્મપ્રચારનુ કામ કર્યા કરતો હતો એ મહાત્મા જ્યારે મૃત્યુના બિછાનાપર સૂતો હતો ત્યારે તેના અસાધારણ પરિશ્રમને વિશે સઘળાઓએ તેને યાદ આપી તેથી તે અત્યંત વિનીત ભાવથી બોલ્યો " હુ પરમેશ્વરના હાથની કલમ માત્ર છુ, કલમની કીમત કેટલી હોય ? " જે પરમેશ્વરનો દાસ છે તે પોતાના પ્રિયતમ દેવતાને માટે પરિશ્રમ કરવાને એક પળ પણ દૂર રહેતો નથી તેનુ પ્રિય કાર્ય કરવુ એજ તેના જીવનને અપાર આનદ અને સુખ આપે છે,–તેજ તેના જીવનનુ અન્નપાન સ્વરૂપ છે ! તે હમેશા મગળમયનો આદેશ કેવી રીતે પાલન કરૂ, તેના વિચારમા જ મગ્ન હોય છે જેઓ જગતના હિતસાધનને માટે પોતાના સુખશાતિ વિસર્જન કરીને રાત્રદિવસ અવિશ્રાંત પરિશ્રમ કરવામા કઇપણ કષ્ટ સમજતા નથી, તેઓ માનવકુલમા ધન્ય છે ! તેઓના વડેજ જગતનુ ભલુ થાય છે અને દેશનો ઉદ્ધાર થાય છે



## ૩૯ અમેરિકાની વ્યવસ્થાપક સભા.

એકસો ચાળીસ વર્ષ પહેલા ન્યુ ઇગ્લડમા એક વેળાએ સૂર્યગ્રહણ થયુ હતુ ગ્રહણ થતા અગાઉ ચારે બાજુએ ઘનઘોર અધારૂ થયુ પુષ્કળ માણસોએ આવી અવસ્થા જોઇને અતિમ ન્યાયનો દિવસ પાસે આવેલો જાણ્યો તે વેળાએ કનેકટિકટની વ્યવસ્થાપક સભામા કામ ચાલતુ હતુ ધીરે ધીરે અધારૂ વધારે થવાને લીધે સભાના એક સભાસદે આજના દિવસનુ કામ બધ કરવાની વિનતિ કરી એ વિનતિ સાભળીને એક વૃદ્ધ રિટન ઉભો થઇને બોલ્યો, " જો આજે મહાન્યાયનો દિવસ આવી લાગ્યો હોય તોપણ હુ પોતાનુ કર્ત્તવ્ય કરવામા પાછી પાની ભરીશ નહિ " પેલાએ ઉપરયુ વાકય કહીને સભાનુ કામ સારી રીતે ચાલી શકે તેને માટે ત્યા દીવા લાવવાનો હુકમ કર્યો સારાશ કે અવિચલિત ભાવથી કર્ત્તવ્યની ભુમિપર ઉભા રહીને પોતાનુ કર્ત્તવ્ય કરવુ એજ મહત્ જીવનનું એક પ્રધાન લક્ષણ છે

---

## ૪૦ કર્ત્તવ્યપાલન અને આજ્ઞાધીનતા.

એક વેળાએ પ્રુશિયા દેશની એક રેલવેના સ્ટેશનપર બન્ને તરફથી ટ્રેન આવતી હતી એક ટ્રેન પાસે આવતા પહેલા સામે તરફની ટ્રેન બીજા પાટા ઉપર લઈ જવાનો પોઇટસમેને બદોબસ્ત કર્યો આ વખતે પોઈંટસમેનનો છોકરો જે પાટા ઉપર ટ્રેન આવવાની હતી તેના ઉપર રમતો હતો ! એ જોઇને તે એકદમ ચોકયો. તે જો છોકરાનો બચાવ કરવા જાય તો ટ્રેનને પાસેના પાટા ઉપર લાવી શકે નહિ તેથી બે ટ્રેન સામસામી આવીને અસખ્ય માણસનો

પ્રાણુ જતો રહે અને ગાડીની ગતિ ફેરવવામા ના આવે તો બાળકના જીવનની આશા છોડવી પડે. આમ બેવડા સકટમા પડીને પોતાના છોકરાને મોટે અવાજે કહ્યુ "બે પાટાની વચલી જગાપર સૂઇ જા" એટલુ કહીને તે પોતાના કર્ત્તવ્યમા જોડાયો પેલી તરફ વજ્ર ધ્વનિથી બાળકના શરીર ઉપરથી રેલવે ચાલી ગઇ ! રેલવેમા બેઠેલા માણુસો જાણુતા નહોતા કે આ વેળાએ પેલા ઉન્નત હૃદયના પોઇંટસમેનનુ અત કરણુ કેવા વિષમ સદેહની જ્વાળામા બળતુ હતુ ! ગાડી બીજા પાટા ઉપર ગઇ કે તરત દોડતો દોડતો પોતાનો છોકરો જ્યા રમતો હતો ત્યા તે ગયો તેને દર પળે આશકા થતી હતી કે છોકરો રેલવેમા છુદાઇને મરી ગયો હશે કે શુ ? પરતુ બાળક સમજણો થયેલો હોવાથી હુકમ પાળવાને શિખ્યો હતો તેથી પિતાનો હુકમ મળતાજ તે બે પાટાની વચ્ચે સુઇ ગયો હતો આથી ગાડી જ્યારે તેના ઉપરથી ચાલી ગઇ ત્યારે તેને કઇપણુ ઇજા થઇ નહિ પિતા છોકરાનો દેહ અક્ષત જોઇને આનદથી વિહ્વલ થઇને ઈશ્વરને ધન્યવાદ આપવા લાગ્યો એક તરફ પિતાની કર્ત્તવ્યપરાયણુતાથી હજારો માણુસો જીવતા રહ્યા, બીજી તરફ બાળકની આજ્ઞાધીનતાથી તે અક્ષત રહ્યો ને પિતાનો આનદ વધ્યો. પ્રુશિયાના બાદશાહે આ ખબર સાભળીને પેલા પોઇંટસમેનને યોગ્ય ઇનામ આપવાનો હુકમ આપ્યો

---

## ૪૧ અદ્ભુત કર્ત્તવ્ય સાધન.

જ્યારે દુર્મતિ, નૃશસહૃદય અભિમાની બાદશાહ ટાર્કિવન રોમની ગાદીને કલકિત કરતો હતો, ત્યારે રોમ નગરમા બ્રુટસ નામનો એક પરમ દેશભક્ત રહેતો હતો જ્યારે બાદશાહનો ઘણો

જુલમ થવા માડયો ત્યારે બ્રુટ્સના યત્નથી રોમ દુરવસ્થામાથી મુક્ત થયુ અને ત્યા પાછો સ્વતત્રતાના સૂર્યનો ઉદય થયો તેની કર્તવ્યપરાયણતા સાભળીને આશ્ચર્ય પમાય છે તે કર્તવ્યની ખાતર પુત્રવાત્સલ્યનુ પણ બળિદાન આપવામા જરાએ ક્ષુબ્ધ થયો નહોતો રોમમા જ્યારે છેલ્લીવારે પ્રજાતત્રશાસન સ્થાપવામા આવ્યુ ત્યારે ઉદાત્ત મનના બ્રુટ્સને સર્વપ્રધાન કર્મચારીના પદમા લગાડયો હતો બ્રુટ્સે રાજકાજમા હાથ નાખતાજ રાજ્યને બળવાખોરોથી બચાવવાને બળવાખોરોનો નાશ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો ખબર મેળવતા મેળવતા તેને થોડા દહાડામા ખબર મળી કે પોતાનોજ છોકરો બળવાખોરોમા સામેલ છે એ ખબર મળતાજ પુત્રને પકડાવીને તરત તેને ન્યાયની કોર્ટમા ઉભો કર્યો આ વખતે તેના સગાવહાલા અને રોમનગરના રહેવાસીઓએ તેનો પ્રાણ બચે તેને માટે વિનતિ કરી, પરતુ દૃઢ કર્તવ્ય બુદ્ધિએ કોમળ પુત્રવાત્સલ્યનો પરાજય કર્યો તેણે મનમા નિશ્ચય કર્યો કે રોમરાજ્યના મગળને માટે છોકરાને મારી નાખવો આવશ્યક છે તેનો ન્યાય કર્યો, તેમા છોકરો ગુન્હેગાર જણાયો તેથી પોતાના પ્રાણ જેવા પ્રિય પુત્રને મારી નાખવાનો તેણે હુકમ કર્યો આ નૃશસ હુકમ પ્રતિપાલિત થશે કે નહિ તે જોવાને માટે પોતે ફાસી દેવાની જગાપર ગયો જ્યાસુધી ઘાતકે બળવાખોરનુ માથુ શરીરથી છુટુ કર્યું નહિ ત્યાસુધી તે ત્યા અટલ-ભાવથી ઉભો રહ્યો ! અને છોકરાના લોહીથી તે ભીષણ વધ્યભૂમિ રંજિત થઈ તે વેળાએ પુત્રસ્નેહનો બધ થયલો તેનો ઉચ્છ્વાસ ઉઘડયો અને પુત્રશોકના તીવ્ર અશ્રુજલથી ભીજાઈને તે પોતાને ઘેર ફર્યો

---

## ૪૨ અવિશ્રાન્ત પરિશ્રમ

એક વિખ્યાત ધર્મયાજક ઘણા દિવસ થયા રોગથી ઘણું કષ્ટ પામતો હતો. તેણે પોતાની પ્રકૃતિ વિષે ત્રણ ડાકટરોની સલાહ પૂછી ત્રણે ડાકટરોએ કહ્યું કે, “ તમે જે રીતે જીવન ગાળો છો તે જોતા તમે વધારે દિવસ જીવી શકશો નહિ ” ત્રણે ડાકટરોએ એકે અવાજથી સલાહ આપી કે, “ તમારે કામધધો છોડવો જોઇએ; કારણ કે આવી અવસ્થામા માનસિક પરિશ્રમ કર્યાથી જલદીથી મરણ નીપજશે ” તે સાભળીને પેલા ધર્મયાજકે તેઓને પૂછ્યુ “ જો હું સર્વ કામ છોડીને વિશ્રામ કરૂ તો કેટલા દિવસ જીવી શકીશ ? ” ડાકટરોએ જવાબ આપ્યો “ ૭ વર્ષ ” ધર્મયાજકે ફરીથી પૂછ્યુ “ જો કામ ધધો છોડી નહિ દઉ તો કેટલુ જીવીશ? ડાકટરોએ જવાબ આપ્યો ‘ ઘણુ ઘણુ તો ત્રણ વર્ષથી વધારે નહિ ” તે વેળા પેલા ઈશ્વર સેવકે જવાબ આપ્યો “ ડાકટરો, આળસમા પડી રહી ૭ વર્ષ જીવવાના કરતા કોઇ સારૂ કામ કરીને જો ત્રણ વર્ષ જીવવામા આવે તો તેને હુ ઉત્તમ સમજુ છુ ”

આનુ જ નામ ઈશ્વરના કામમા શરીરનો ત્યાગ કરવો તે છે વાસ્તવિક ઈશ્વરનો જે સેવક હોય છે, તે સપદમા, વિપદમા, તદુરસ્તીમા, રોગી અવસ્થામા, સર્વ સમયમા અને અવસ્થામા પરમેશ્વરનુ કામ કરીને સુખી થાય છે આળસમા જીવતર ગાળવુ તેને માટે અસહ્ય થાય છે ઈશ્વરના કામમા દેહપાત થાય તો ભલે તથાપિ તે આળસુ થઇને લાબુ આયુષ્ય મેળવવાની ઇચ્છા કરતો નથી.



## ૪૩ કર્ત્તવ્યને માટે પ્રાણદાન.

એક વેળાએ આલ્પ્સ પર્વતના પ્રદેશમા એક રેલવેની ટનલના મો ઉપર એક મોટો પત્થર પડીને રસ્તો બધ થઇ ગયો હતો તે વેળાએ એક ટ્રેન આવવાની સભાવના હતી કોણ જાણે ટ્રેન ભાગી જાય, એવી આશકા કરીને એક હિમ્મતવાન મજુર પથ્થર ખસેડવાની કોશીશ કરવા લાગ્યો, અને પુષ્કળ મહેનત કરી તેણે માર્ગને સાફ કર્યો રસ્તો તો સાફ થયો હતો, પરતુ પેલી તરફ દોડતી ટ્રેન પણ વીજળીની પેઠે તે વીર પુરૂષના શરીર ઉપરથી ચાલી ગઇ! તરત ચક્રોની નીચે છુદાઇને તેનો પ્રાણવાયુ નીકળી ગયો તે કર્ત્તવ્યપરાયણ મજુરે પોતાના પ્રાણ આપીને ટ્રેનમાના પુષ્કળ ઉતારૂઓના પ્રાણની રક્ષા કરી



# ભાગ ૩–દયા.

## ૪૪. ઢોડારામ.

આ સસારમા કોઇપણ પુષ્પ વૃથા ઉગતું નથી તે ચાહે રમ્ય બગીચામા ફૂટે, અથવા નિર્જન વનપ્રદેશમા ફૂટે, અથવા રેતીવાળા જગલના મરૂદ્વીપના કોઇ સીમાન્ત દેશમા ફૂટે, તો પણ પોતાની સુગધ, પોતાનુ સૌદર્ય યથાસાધ્ય વિસ્તારશે ને વિસ્તારશેજ. દુખથી દેહ વિહ્વળ થયા છતા પણ જો એના હૃદયમા દયા હોય તો તેથી જેવો ઉપકાર થાય છે, તેવો રાજશ્રી સપન્ન મહારાણી દ્વારા શુ થઇ શકે છે ? કોઇની વાત ગેઝેટમા જાહેર થાય છે, કોઇની વાત અધારામા ઢકાઇ રહે છે એટલોજ માત્ર ભેદ છે। જગત્ની ઉપકારિતા અપકારિતાનુ બીજુ કઇ ઉત્તર વિશેષ નથી જે નામ વાર્તાના મથાળે મૂક્યુ છે તે સુજ્ઞ સમાજમા અજ્ઞાત છે, વાચવામા અટપટુ જણાય છે તેની જાત બિહારી ખેડુતની છે તે નિરક્ષર હોઇ ભીક્ષા માગી પેટ ભરે છે એની સાધુતા અને દયાથી આ સસાર પર શો ઉપકાર થયો છે તે શુ સાભળશો ?

ઢોડારામ કલકત્તાની પાસે એક ગામમા મજુરી કરીને પોતાનો ગુજારો કરતો હતો જ્યારે સખત મજુરી કરવાનુ ઢોડારામને માટે અસભવિત જેવુ થઇ પડ્યુ ત્યારે બે ત્રણ મુઠી અનાજ મેળવવાને માટે તેને આખો દહાડો મજુરી કરવી પડતી નહોતી. આવી વેળાએ એક દિવસે રસ્તા ઉપર એક રોગથી સુકાઇ ગયેલો લગડો ભિક્ષુક પડયો હતો. ભિક્ષુક ભુખ્યો તરસ્યો પડયો હતો. તેના ઉપર કોણ દયા કરે ? અગ્રેજી સભ્યતાએ આ દેશમાથી જેટલા ધનરત્ન

ચોરી લીધા છે, તેમા દયાદાક્ષિણ્ય એક પ્રધાન છે—આજ અર્થ-વ્યવહારશાસ્ત્રની દોહાઈ આપીને અમે દરવાજા ઉપર આવેલા ભિક્ષુક-ને હાકી મૂકીએ છીએ ધનિક લોકથી ગામ ભર્યું છે, પરતુ એ દુખી ભિક્ષુકની દુરવસ્થા જોઇને કોણ દુખિત થાય ? કોણ બચેલા હાડામાનુ અન્ન ભૂખે મરતાને આપે ? કોની સ્વાર્થપરાયણ નજર એની તરફ એક વાર જાય ? કોઇએ પણ તેના તરફ જોયુ નહિ કોઇ પણ તેને જોઇને દુખી થયો નહિ

ઢોડારામ કામ કરીને સાજે ઘરભણી આવતો હતો એવી વેળાએ જોયુ તો તે લગરો ફકીર, ભૂખથી થરથર કપતો રસ્તાની એક બાજુએ પડી રહ્યો હતો ઢોડારામે પૂછ્યુ "તુ કોણ છે ? તુ અહિયા કેમ સુતો છે ?" ફકીરે અતિ કષ્ટથી હાય મારીને કહ્યુ "માથુ રાખવાની જગા નથી, ભૂખથી બળુ છુ, રોગમા મરૂ છુ, ચાલવાની શક્તિ નથી બીજુ હુ શુ કહુ ?" અ-શિક્ષિત દરિદ્ર ઢોડારામના પવિત્ર ઉન્નત હૃદયમા દયા કહો, સહાનુ-ભૂતિ કહો, કે પ્રીતિ કહો, ચાહે તે કહો, તે ઉભરાઈ આવી ઢોડા-રામે વિચાર કર્યો, "હુ ક્ષીણપ્રાણવાળો છુ, હુ દરિદ્ર છુ, હું એને માટે શુ કરી શકુ ? આમ છતા હૃદયનો વેગ ખાળી શકતો નથી ઇચ્છા થાય છે કે, તેને છાતીની એક તરફ આણીને બેસાડુ એને વાસ્તે શુ હુ કઇજ કરી શકીશ નહિ ?" આમ વિચારીને તે એક વાર સાજના આકાશ તરફ જોવા લાગ્યો એકીવારે તેણે અનત આકાશમા અને હૃદયાકાશમા એકત્ર મળીને શુ જોયુ ? તેણે એક વખત વધારે વિચાર કર્યો "હુ બીજુ કઇ કરી શકીશ નહિ તો જીવન આપીશ" મૃત્યુ પર્યંત યત્ન કરીને રસ્તાના ફકીરને ખોળે લઇને તે પોતાની નાની ઝુપડીમા લઇ ગયો. રાજપ્રાસાદ ! તમારા ઉચી ઝળહળતી ટોચો ઉપર વિજળી કેમ ન પડી ? ઢોડારામના પૂર્વ

પાચ રૂપિયાની માત્ર પુજી હતી તેણે એ રૂપિયા શિખેલા પડિતના પ્રમાણે પરિણામદર્શિના તથા ભવિષ્યની ઉપર નજર રાખીને રાખ્યા નહોતા તેથી તેના ઔષધ અને પથ્યને વાસ્તે તે ખર્ચી નાખ્યા ફકીરનો તાવ ગયો તેના પછી કોણ તેને ખાવાનુ આપે ? પહેલા કહેવામા આવ્યુ છે કે,• દોડારામનુ શરીર દુર્બલ થયુ હતુ પોતાનુ પેટ ભરવાની તેને પચાની પડતી હતી તે ઉપરાત બીજા એકનુ પેટ ભરવાની ફરજ પડી છે ! તે કેવી રીતે ચલાવશે ? પરતુ તેનો તેણે વિચાર કર્યો નહિ. ભગવાનનુ નામસ્મરણ કરીને પેલા અશક્ત ફકીરને માટે અને નિરૂપાય થયાથી પોતાને માટે પૈસાદારને દરવાજે તે ભિક્ષા માગવા ગયો ઈશ્વરની કૃપાથી થોડા દિવસ તેને ખાવાનું મળ્યુ, પરતુ દોડારામને થોડા દિવસ પછી કોઇપણ ભિક્ષા આપતા નહોતા ભિક્ષા ઘણી મળતી નહોતી તેથી ઘણી જગા ઉપર ફરવુ પણ દોડારામને માટે સભવતુ ન હતુ, તોપણ દુ ખીને માટે ખાવાનુ પુરૂ પાડવુ જોઇએ, એ વિચારથી દોડારામે રસ્તાની કાકરી ભાગવાના કામમા પોતાના અતિ દુર્બળ હાથ નિયુક્ત કર્યા તેમા લાભ વધારે હતો અને એક જગા પર બેસીને રોજનુ ખાવાનુ મળતુ તેના શરીરના જેટલા લોહીના ટીપા હતા તેને રસ્તાની કાકરી ભાગવામા તેણે ખર્ચ્યા દોડારામના લોહીથી બનેલા રસ્તા ઉપર ધનવાનોના બુટસ્ટોકીંગથી આચ્છાદિત થયેલા ચરણ નિર્વિઘ્ને અને મહાસુખથી ગમનાગમન કરેછે પરતુ દોડારામ જયા બની શક્યુ ત્યાસુધી પોતાના બળના જોરે ભિક્ષુકને અન્ન ખવાડીને છેલ્લે આ લોક છોડીને દિવ્યધામમા ચાલી ગયો તેના પછી તે ભિક્ષુકનુ શુ થયુ તે કોણ જાણે ? દોડારામની ખબર રાખી છે એટલીજ ઘણી છે.

---

# ૪૫ નિઃસ્વાર્થ પરોપકાર.

એક વેળાએ આલ્પ્સ પર્વત ઉપર પુષ્કળ બરફ-પડવાથી અને તે બરફ જલદીથી ગળી જવાથી ઇટાલીના ઉત્તર ભાગમા રેલ આવી તેથી ત્યાની આડિજ નદીનો પ્રવાહ એવો તો વધી ગયો કે તેના વેગથી વેરોના નગરની પાસેના એક પુલની વચમાના ભાગ સિવાય બીજા સર્વ ભાગો એકી વખતે અદ્રશ્ય થઇ ગયા પુલના વચમાના ભાગમા કર ઉઘરાવનાર રહેતો હતો તેથી કર ઉઘરાવનારનુ કુટુબ તરગમાળાથી ઘેરાઇને ઘણા કષ્ટમા આવી પડયુ હતુ તેઓના રહેઠાણની નીચેથી મોટા મોટા પથરા પડતા હતા, અને થોડીવાર પછી તેમની શી દશા થશે તેની કલ્પના થઇ શકતી નહોતી કિનારા ઉપરના માણસો ધ્રુજતા હૃદયથી એ સર્વ જોતા હતા તેઓ પ્રાણભયથી ઘણા ભયભીત થઇને રડતા હતા અને જોનારાઓને મદદ આપવાને માટે કહેતા હતા કાઉન્ટ ઑફ પાલ વારનાઇ નામનો એક ધનવાન માણસ કિનારા ઉપર હતો તે પેલા કુટુબની દુ ખી હાલત જોઇને દયાર્દ્ર બની કહેવા લાગ્યો ' જે માણસ એક હોડી લઇને તેઓનો જીવ ઉગારશે તેને સો સિકુઇન ( અર્થાત્ ઇટાલીના રૂપિયા) ઇનામ દાખલ હુ આપીશ " પરતુ પ્રવાહનો વેગ ઘણો જોરમા હતો હોડી તો ક્યાને ક્યા ઉધી વળી જાય એમ હતુ જો હોડી ઉધી ન વળે તોપણ હોડી પથ્થરની સાથે અથડાઇને ડુબી જાય એવા ભયથી જોનારામાથી કોઇપણ ત્યા જવાની હિમ્મત કરતુ નહોતુ એ વખતે એક ખેડુત તે રસ્તેથી જતો હતો જોનારાઓમાથી કેટલાકોએ પેલા કર ઉઘરાવનારની વિપદ્ અને કાઉન્ટે ઇનામ આપવાને જે કબુલ્યુ છે તે બધુ તેને કહ્યુ પેલો ખેડુત તરત એક હોડી લઇ રાક્ષસી બળથી નદીના વચમાના પડતા પુલની પાસે ગયો ! એક લાકડીની મદદથી પેલા વિપદ્મા પડેલા કુટુબના માણસોને એક

પછી એક હોડીમાં લઇને પેલા ખેડુતે કહ્યું કે, " હવે હિંમત રાખો, તમને હવે કંઈ થાય એમ નથી ' આટલું કહીને પ્રથમના કરતા વધારે બળની સાથે મહેનત કરીને તેઓને વગર હરકતે તેણે નદીને કિનારે ઉતાર્યા તે વેળાએ કાઉન્ટ તેની હિમ્મતની પ્રશંસા કરીને પોતે કબૂલ કરેલું ઇનામ આપવા ગયો પરંતુ ખેડુતે કહ્યું " મેં તમારે માટે આ વિપદમાં કુદકો માર્યો નહોતો હું મહેનત કરીને જે કાંઈ કમાઉં છું તેનાથી મારું અને મારી બાયડી છોકરાનું ખુશીની સાથે ગુજરાન ચાલે છે આ વિપદમાં સપડાયલા કુટુંબનું સર્વ જતું રહ્યું છે, તેને તે પૈસા આપો "

આવા નિસ્વાર્થ પરોપકારના દૃષ્ટાંત આ સંસારમાં ઘણા થોડા મળે છે ઘણી જગાપર માણસો બીજાનું ભલું કરતી વખતે તેઓની પાસેથી તે વખતે કંઇ નહિ લે, તોપણ ભવિષ્યમાં કાંઇક ને કાંઇક લેવાની ઇચ્છા રાખે છે પરંતુ આ ગરીબ ખેડુત, જે શારીરિક પરિશ્રમ માત્રથી દિવસ ગાળતો હતો, જેના પક્ષે એકસો સિકુઇન ઘણા પૈસા હતા તેણે વગર મહેનતે આવેલા પૈસાને તુચ્છ કર્યા, અને પોતાનું કર્તવ્ય પાલન કરવું એજ યથેષ્ટ ઇનામ જાણ્યું ! એનેજ નિષ્કામ ધર્મ કહે છે એનેજ નિષ્કામ ધર્મ કહે છે જે માણસ કેવળ કર્તવ્યની ખાતર કર્તવ્ય પાલન કરે છે, જે કેવળ ઇશ્વરના સોંપાયેલા કામ જાણીને સારાં કામ કરે છે, બીજા કાંઇ ઇનામ તથા સુખની આશા રાખતો નથી, તે જો સામાન્ય ખેડુત હોય તોપણ તે સાધુ —મહાત્મા છે દરિદ્ર અને વિદ્યાવિહીન હોવા છતાં તે ભક્તિને પાત્ર છે તેનું ચરિત્ર સઘળાઓએ અનુકરણ કરવા યોગ્ય છે ઉપરના એક બનાવથી પેલા દરિદ્ર ખેડુતની લોભહીનતા, ઉદારતા, કર્તવ્યજ્ઞાન અને નિસ્વાર્થ પરોપકારનો ભાવ કેવો સ્પષ્ટ અને ઉજ્વલ ભાવથી પ્રકાશિત થાય છે !

---

## ૪૬ પોતાની જાતના ભોગે પ્રાણરક્ષા

ઇસવી સન ૧૮૮૦ મા માચેસ્ટર નગરમા એક ભાષણ આપતા લૉર્ડ શૅફ્ટસબરીએ નીચે લખેલા સુદર બનાવનુ વર્ણન કર્યુ હતુ

"થોડા દિવસ ઉપર ન્યુઝીલડના રહેવાસીનુ એક વહાણ ઇંગ્લિશ ચેનલના ખરાબામા અથડાઇને ભાગી ગયુ હતુ વહાણમાના ઘણાખરા માણસો દરિયામા ડૂબી મૂવા હતા જ્યારે ભાગેલા વહાણની અદર, ઉપર આસપાસ ચારે તરફથી પાણી તીવ્ર વેગથી આવતુ હતુ, ત્યારે કેબીનમાથી એક સ્ત્રી વ્યાકુલભાવથી દોડતી ડેક ઉપર આવી, અને ગભરાતી કહેવા લાગી "હાય! હવે શો ઉપાય કરવો? હોડી ક્યા છે?' એક ખલાસીએ જવાબ આપ્યો "તમારે માટે કોઇ હોડી નથી!'" પેલી સ્ત્રી પ્રાણભયથી અસ્થિર થઇને શૂન્ય નયનથી ચારે તરફ જોવા લાગી ડેકની એક તરફ એક બાળક ઉભો હતો વીરત્વ અને સાધુતા તેના સરળ મો ઉપર દીપતા હતા તે ચિતાતુર ભાવથી પેલી નિરાશામા શુષ્કપ્રાણ બનેલી અબળાની પાસે આવીને બોલ્યો ' જુઓ તમને તરતા આવડતુ નહિ હોય પરતુ હુ મારી રીતે તરી જાણુ છુ મારી આ લાઇફ બોટ (જ્યારે વહાણ ડૂબવાની તૈયારીમા હોય છે તે વખતે ગોળ ચકરડા આપવામા આવે છે તે) લઇને તેની મદદ વડે કિનારે જાઓ! હુ તરતો કિનારા ઉપર આવુ છુ" તે વેળાએ વહાણ ડૂબવાની તૈયારીમા હતુ ચારે બાજુએ મોટા મોટા મોજા આવીને પડવા લાગ્યા— અતિ સત્વર સર્વ માણસોની જીવતા સમાધિ થશે! એક પળનો વિલબ કરવાનો વખત નહોતો તે છોકરાની લાઇફ બોટ લઇને સ્ત્રી પાણીમા પડી, તેની સાથે સાથે બાળક પણ કુદકો મારીને પડ્યો! જ્યા સુધી શક્તિ હતી, ત્યા સુધી બાળક તે સાગરના પાણી કાપીને તરતો જવા લાગ્યો

થોડીવારે થાકીને તેના હાથપગ શિથિલ થઈ પડ્યા છેલ્લે તેને નપૂર્ણ અચેતન અવસ્થામા કિનારો મળ્યો પેલી બાજુએ આ બાળકના ઉદાર હૃદયના કલ્યાણથી પેલી સ્ત્રીનો જીવ બચ્યો કેવો સ્વાર્થત્યાગ ! પોતાના પ્રાણની માયા છોડીને સંકટની વેળાએ પોતાનુ જીવન બચાવવાનુ એક માત્ર સાધન હોય તે બીજાની પ્રાણરક્ષાને માટે કોણ આપી શકે છે ? પરતુ પેલા નાવિક બાળકે મૃત્યુના મુખમા પડીને એક અસહાય સ્ત્રીને બચાવવા માટે પોતાની લાઇફ બોટ તેને આપીને સર્વ વિપદનો બોજો પોતાના માથા ઉપર લીધો હતો ! એજ ખરેખરૂ વીરત્વ છે"

---

# ૪૭ સર ફિલિપ સિડની

ઇ સ ૧૫૮૫ મા રાણી એલિઝાબેથના રાજ્યમા જ્યારે સ્પેનની સાથે ઇગ્લડને લડાઇ ચાલતી હતી ત્યારે હાયલડ દેશમા ઝટડન નગરની બહાર એ બન્ને પક્ષ વચ્ચે એક નાની સરખી લડાઇ થઇ હતી તે લડાઇમા સેનાપતિ સર ફિલિપ સિડનીને સખ્ત જખમ લાગ્યો સિડની કાર્યદક્ષતા અને ચરિત્રની સાધુતાને માટે સરીઓને પ્રિય થઇ પડયો હતો તેને લડાઇના મેદાનમાથી બીજી જગાપર દવાદારૂ કરવા લઇ જતા હતા, ત્યારે તે ઘણો તરસ્યો હોવાથી તેણે પાણી માગ્યુ ભીષણ રણકલેશ પછી જખમી થઇને તરસ છીપાવવાને માટે સિડની ગ્લાસ મો આગળ લઈ જાય છે, એવે વખતે જોયુ કે બીજા એક મરણની પથારી ઉપર પડેલા સિપાઇને તે રસ્તેથી ઉચકનારા લઇ જાય છે જવાની વખતે પેલો શુષ્કકઠ મરવા પડેલો સિપાઇ અનિમિષ નયનથી, તૃષ્ણાની શાતિ માટે સિડનીના હાથમાના ગ્લાસ ઉપર જોતો ગયો વીર, ઉદારહૃદય સિડની સમજ્યો કે તે

સીપાઇને પાણી પીવાની ઘણી તરસ લાગી છે તેથી પોતાને ઘણી તરસ લાગવા છતા તરત તે પાણીનુ ગ્લાસ સિપાઇના હાથમા આપીને બોલ્યો "તમારી જરૂરીયાત મારા કરતા પણ વધારે છે" મરવાના મુખમા પડીને આવુ સ્વાર્થત્યાગ અને દયાનુ કામ કરી શકે તેના હૃદયમા દેવત્વ છે તેમા કઇ સદેહ નથી

## ૪૮ એક દયાળુ સ્ત્રી

એક દહાડો એક દયાળુ સ્ત્રી એક માબાપવગરના, દુખથી પીડિત બાળકની શોચનીય અવસ્થા જોઇને ઘણી કાયર થઇને સ્વદેશના એક આબરૂદાર દેશહિતૈષીની પાસે મદદ મેળવવાને તે ગઇ તેને પેલા અસહાય બાળકની સઘળી વાત જણાવ્યાથી તે ઉદાર હૃદયના માણસ પણ તેના દુખથી દુખિત થઇને કહેવા લાગ્યો, "તમે જે છોકરાને વિશે કહ્યુ તેને જે કઇ જરૂર હશે તે હુ આપીશ તે વિશે સર્વ બાબતમા મારા ઉપર આધાર રાખીને નિશ્ચિત રહો' એ સાભળીને પેલી દયાળુ સ્ત્રીએ સતુષ્ટ ચિત્તથી કહ્યુ "પેલો બાળક જ્યારે મોટો થશે ત્યારે હુ તેને તમારી આગળ કૃતજ્ઞ થતા અને તમને ધન્યવાદ આપતા શિખવાડીશ" પ્રતિષ્ઠિત માણસ યશ, માન, ખ્યાતિ કઇજ ચહાતો નહોતો તેથી તે સાભળીને બોલ્યો "તમે મોટો ભૂલાવો ખાઓ છો કહો જોઇએ, વૃષ્ટિને માટે આપણે શુ કદી જલધારાને ધન્યવાદ આપીએ છીએ' એ બાળકને તેના કરતા ઉચ્ચતર વિષયના ઉપર નજર રાખતા શિખવાડજો જે વરસાદનુ કારણ છે, જેના આપેલા ધનથી આ બાળકનુ પ્રતિપાલન થાય છે, તે સર્વ-શક્તિમાન પરમેશ્વર પ્રતિ કૃતજ્ઞ થતા તેને શીખવજો તેજ ધન્ય-વાદને પાત્ર છે હુ કેવળ ઉપલક્ષ માત્ર છુ"

## ૪૯ છોકરીની આશ્ચર્યકારક દયા

એક દહાડો બ્રિસ્ટલની એક ગુલામો વચવાની દુકાન ઉપર એક વૃદ્ધ હબસીને વેચવા માટે વેચવાની પાટ ઉપર ઉભો રાખવામા આવ્યો હતો તે વખતે એક બાલિકા રમતી રમતી ત્યા આવી પહોચી ઘડપણને લીધે હબસી પાટીઆ ઉપર ઉભો ઉભો ધ્રુજતો હતો આ દેખાવ જોઇને બાલિકાના કોમળ પ્રાણમા આઘાત લાગ્યો તે હવે રહી શકી નહિ એકદમ વેચનારના ચરણ આગળ પડી તેના મો સામુ જોઇને બોલી, "મહારાજ ! હુ આપની આગળ વિનીત-ભાવથી પ્રાર્થના કરૂ છુ કે આપ આ વૃદ્ધ ગુલામને છોડી દો તેમ નહિ કરવા ઇચ્છતા હો તો તેને બદલે મને વેચી નાખો !" બાલિકાના ઉપલ્યા કરૂણાજનક વાકયથી ગુલામ વેચનારનુ સખ્ત હૈયુ થોડીવારને માટે રડયુ ! પેલી છોકરીને પોતાના ખોળામા લઇ સાદરથી તેના મુખનુ ચુમ્બન કરીને તે કહેવા લાગ્યો, "બેટા ! આટલી નાની ઉમ્મરમા કોણે તને દુ ખીને માટે રોતા શીખવ્યુ ? તુ શા માટે આટલી બધી રૂવે છે ? તુ શુ માગે છે, તે ખુ'લે ખુલ્લુ કહે " બાલિકા રોતી રોતી કહેવા લાગી, "મહારાજ ! મારી આટલીજ ભિક્ષા છે, કે આ વૃદ્ધને છોડી મૂકો " વેચનારે બાલિકાને કહ્યુ, 'ઇશ્વર તને દીર્ઘજીવી કરો ! હુ આ વૃદ્ધને તારા હાથમા સોપુ છુ જેમ તારી ઇચ્છા હોય તેમ કરવાને તુ મુખતિયાર છે " બાલિકા તે વેળાએ વેચનારના ખોળામાથી ઉતરીને ધન્યવાદ આપી તે પાકી ઉમ્મરના દુ ખી હબસીનો હાથ ઝાલીને આહ્લાદિત મનથી તેને પોતાની માતાની પાસે લઇ ગઇ

---

## ૫૦ પરોપકારનું સુખ

પારીસ નગરમા એક આબરૂદાર માણુસના જીવનમા એક આશ્ચર્યકારક બનાવ બન્યો હતો અગાધ ધનસંપત્તિનો અધિપતિ થઇને તે વિલાસસુખમા મસ્ત રહેતો હતો જીવનના કોઇપણ કર્ત્તવ્ય-ની તરફ તે જોતો નહોતો અમારા ખુશી ખુશાલીમા મનુષ્ય કેટલો કાળ ગાળી શકશે? થોડા દિવસ સુધી ભોગ સુખમા પરિતૃપ્ત થયા બાદ તેના પ્રાણુમા શૂન્યતા જણાવા માડી. તેની આખી ઉમ્મર આળસના અસારમય સાગરમા ડૂબી ગઇ હતી નઠારા અભ્યાસને લીધે કોઇ કામમા તેને ઉત્સાહ આવતો નહોતો, અથવા માનવ જીવનનુ કર્ત્તવ્ય તેના સમજવામાજ આવતુ નહોતુ ધીરે ધીરે તેનામા આળસથી નિસ્તેજ ઔદાસિન્ય આવ્યુ, અને તેનાથી સંસારના ઉપર એક જાતની વિરક્તિ તેના દિલમા આવી પડી અંતે તેની માન-સિક અવસ્થાનુ એટલુ અધઃપતન થયુ કે જીવન ધારણ કરવુ એ તેને માટે મ્હોટી વિટંબના થઇ પડી એક દહાડો સાજની વેળાએ જીદગીથી કંટાળીને તે અતિ છુપી રીતે પાસેની સીન નદીમા ડૂબી મરવાનો વિચાર કરી ઘેરથી નીકળ્યો જ્યારે તે નદી ઉપર આવી પહોચ્યો, ત્યારે અધારૂ થયુ ન હોતુ કોઇને ખબર થાય તો તે આત્મહત્યામા હરકત નાખે, એવી આશંકા સાથે તેણે થોડીવાર સુધી અહિંથી તહિં ફરવાનો વિચાર કર્યો ફરતા ફરતા વિચારમા નિમગ્ન થઇને તે અચાનક ખીસામા હાથ નાખીને જુએ છે તો તેની પાસે મહોરથી ભરેલુ પાકીટ નીકળ્યુ તેના મનમા આવ્યુ કે આ સર્વ સહીત પાણીમા કુદકો માર્યાથી આ પૈસા સાગરમા કઇ કામ આવશે નહિ ઉલટુ અંતિમ કાળે કોઇ ગરીબ કુટુબને રૂપિઆ આપી જવાથી યથેષ્ટ ઉપકાર થશે રૂપીઆનો સદ્‌વ્યવહાર

થશે આવી રીતનો મનમા ને મનમા વિચાર કરીને તરત તે ત્યાથી નીકળીને પાસેના એક ગરીબ મોહોલ્લામા ગયો થોડીવાર તજવીજ કર્યા પછી એક ગરીબની ઝુપડી જોઇ, અને વાર નહિ લગાડતા તે ઝુપડીમા ગયો ત્યા એક જીર્ણ, મલીન બિછાનામા એક સ્ત્રી રોગની યત્રણામા અસ્થિર થઇને સૂતેલી છે આસપાસ પાચ ૭ બાળક બાળિકા ફાટેલા કપડા પહેરીને ભૂખથી અધમુઆ બનેલા માતાની પાસે ખાવાનુ માગે છે! આ કુટુબમા અત્યત ગરીબાઇ તેની વિકટ લીલા પ્રકાશ કરીને બેઠી છે। તેઓની હૃદયવિદારિણી દુરવસ્થા જોઇને તેણે તરત મહોરથી ભરેલુ પાકીટ એ પીડિત સ્ત્રીના હાથમા મૂક્યુ ધારણા કરતા બહુજ વધારે પૈસા અચાનક આવી મળ્યાથી મા અને બાળકોના દુ ખમય અશ્રુ હર્ષના અશ્રુમા ફરી ગયા એટલી સરળ અને આવેગપૂર્ણ ભાષામા તેઓએ હૃદયની કૃતજ્ઞતા જણાવી કે તે ઉપકારક વિસ્મિત થયો તેના પ્રાણમા એવો તો અભૂતપૂર્વ પવિત્ર આનદ ઉછળ્યો, કે એ પોતાની અવસ્થા જોઇને વધારે આશ્ચર્ય ચકિત થવા લાગ્યો દુ ખીના આસુ લુછવાથી આટલુ નિર્મળ સુખ મળે છે તે તે જાણતો નહોતો. હાલ આ આનદના કિરણથી તેનુ વિષાદતિમિર દૂર થયુ આ જીવન કેવળ નિરર્થક, શુષ્ક, મરૂસમ કઠોર નથી, સર્વ પ્રકારની અવસ્થામા મહત્ વ્રતમા નિયુક્ત રહીને વર્તવાથી જીવનને મધુમય કરી શકાય છે, એ તે હમણાજ સમજ્યો આત્મહત્યાનો તેનો સકલ્પ નાશી ગયો પાર્થિવ જીવનના ઉપર તેને અનુરાગ પાછો આવ્યો તેણે આયુષ્યનો રહેલો વખત પરોપકારમા ગાળવાનો નિશ્ચય કર્યો પછી ભવિષ્યમા તે પોતાની સત્કીર્તિને માટે વિખ્યાત થયો હતો પારકાને માટે સ્વાર્થ-ત્યાગનો આવો જ આનદ, આવો જ પ્રભાવ છે!



## ૫૧ સાચો પરમાર્થી પુરૂષ.

એક બંગાલી ગૃહસ્થ કલકત્તાથી ઉત્તર પશ્ચિમ તરફ જનાતે માટે ઘોડાની ગાડીમાં હાવરા સ્ટેશનપર જતો હતો તેની પાસે એ લાખ પચોતેર હજાર રૂપીઆની નોટો હતી ગડબડ અને ઉતાવળને લીધે તે નોટો પેટીમાં રાખવાનુ ભૂલી ગયો હતો તેથી નોટો બહાર રહી ગઈ ગાડી ચાલતા ચાલતા નોટનુ બંડલ પડી ગયુ એક વૃદ્ધ ભદ્ર માણસે તે બંડલ પડતુ જોઈને ઉચકી લીધુ, અને તે નોટો તેના માલીકને પાછી આપવાને માટે તે ગાડીની પછવાડે દોડયો જ્યાં વચમાં એક જગાપર ગાડીની ભીડથી રસ્તો બંધ થવાને લીધે ઉત્તર પશ્ચિમ તરફ જનારની ગાડી ઉભી રહી ત્યારે પેલા વૃદ્ધે તેની ગાડી પકડીને તેને નોટનુ બંડલ આપ્યુ તે પહેલા તો શુ પડી ગયુ છે તેનુ અનુમાન ધણુ કરી શકયો નહોતો પછી નોટનુ બંડલ જોયાથી તે ઘણો કૃતજ્ઞતાની સાથે પેલા વૃદ્ધને દશહજાર રૂપીઆ ઇનામ આપવા લાગ્યો, પરંતુ વૃધ્ધે તે રૂપીઆ લેવાની ના કહી વારવાર રૂપીઆ આપવા લાગ્યો, પરંતુ કોઇ રીતે વૃદ્ધે રૂપીઆ લીધા નહિ અને છેલ્લે ઘણી બળજોરીથી રૂપીઆ આપવા ગયો ત્યાર પેલા વૃદ્ધ કહ્યું, ‘ મારા સ્વર્ગીય પિતાના ઘરમાં ધનરત્નની ખોટ નથી !” કોણ જાણે ઉપકૃત મનુષ્ય ભવિષ્યમાં કઇ પ્રત્યુપકાર કરવાનો યત્ન કરે, એવુ જાણીને પોતાની ઓળખાણ સુદ્ધા તેણે આપી નહિ એ બંગાલી ભદ્ર માણસ ફરી એકવાર પેલા સદાશય વૃદ્ધને જોવાને માટે ઘણો ઉત્સુક થયો હતો, પણ તેનો કંઇ પત્તો મળ્યો નહિ પરંતુ ઉપલ્યા બનાવથી તેનુ મન એકદમ ફર્યું અને ઇશ્વરના ઉપર તેની દ્રઢ ભકિતનો ઉદ્રક થયો

પેલો વૃદ્ધ ખરો ઇશ્વરભક્ત હતો, તેમાં કંઇપણ સંદેહ જણાતો

નથી તેની વાત અને વ્યવહારથી સાબીત થાય છે કે તે સાધુતા-નેજ સારધન સમજતો હતો, ઇશ્વરપ્રેમને જ તે અમૂલ્ય રત્ન જાણતો હતો તેથીજ તે આમ સહજ મળતા પાર્થિવ ધનરત્નને તુચ્છ સમજીને ઠોકર મારવાને સમર્થ થયો હતો આહ ! કેવી ઉચ્ચ વાત ! કેવી મધુર વાત ! " મારા સ્વર્ગીય પિતાના ઘરમા ધનરત્નની ખોટ નથી ! " વાસ્તવિક જે ઇશ્વરનુ ચરણ મેળવવામા સમર્થ થાય છે તેને વળી અભાવ શાનો હોય ! આ બનાવથી જોવામા આવે છે, કે ખરી સાધુતા અને સદ્દષ્ટાંતનો પ્રભાવ ઘણો હોય છે કદાચ હજારો ઉપ-દેશપૂર્ણ વાક્યો સાભળીને તથા વાચીને પણ ઉપલ્યા બગાલી માણસના મનમા ઇશ્વરભક્તિનો ઉદ્રેક થાત નહિ, પરતુ આ એક સદ્દષ્ટાતના પ્રભાવથી તેનુ ચિત્ત એક પળમા ફરી ગયુ



# ભાગ ૪—સત્યનિષ્ઠા.

## ૫૨ અદ્ભુત સત્યનિષ્ઠા !

ચાળીશ વર્ષ પહેલા કલકત્તાની પાસેના એક ગામમા એક આબરૂદાર જમીનદાર રહેતો હતો તેનુ નામ હજી પણ ઘણા માણસો યાદ કરે છે આમ છતા તે વેળાએ હાલની પેઠે ન્યૂસપેપર ઘણા નીકળતા નહોતા. કોઈ માણસે સારૂ કામ કર્યુ તો હાલની પેઠે ચારે બાજુએ તેનુ નામ ગાજી રહેતુ નહોતુ ! તેની કીર્તિ હજી પણ ગામડાઓમા ગવાય છે તે જમીનદારને ચાર છોકરા હતા તેમાથી સર્વથી મોટો છોકરો સબાર્ડિનેટ જજ થયો હતો જમીનદારીનો કર વધારવામા જે કઈ ઉપાયો કામે લગાડવા પડે છે તે તેના છોકરા સારી પેઠે જાણતા હતા પિતાનો ઘણો સાત્વિક સ્વભાવ જોઇને મોટા છોકરાએ અર્થાત્ મુન્સફે જમીનદારીની તકરારોનો બન્દોબસ્ત કરવાનો ભાર પોતે લીધો હતો થોડા દહાડા પછી પ્રજાની સાથે એક જમીન સબધી ઝગડો થયાથી એક મુકર્દમો ચાલ્યો. એ મુકર્દમો ચલાવવાને માટે મોટા છોકરાએ કેટલાક ખોટા ખતપત્ર બનાવ્યા મુકર્દમો જ્યારે કોર્ટમા ચાલવા લાગ્યો ત્યારે પ્રજાએ તેના પિતાની સાક્ષી મૂકવા માગી, અને કહ્યુ, "એ જો કહે તો અમે ઉપલા સર્વ કરાર સાથે કબુલ થઇશુ" પછી પેલા મુન્સફના પિતાને કોર્ટમા હાજર થવાને માટે સમન આવ્યો વૃદ્ધ અગાઉથી કાઇજ જાણતો નહોતો એકદમ સમન આવ્યો છે એવુ સાભળીને તે ગભરાઈ ગયો. તે વખતના માણસો કોર્ટમા સાક્ષી આપવાને ઘણા નાખુશ થતા હતા,

પરંતુ મુકર્દમો પ્રજાના પક્ષમા અનિષ્ટકર જાણીને સત્યની ખાતર સાક્ષી આપવાને જવાનુ તેણે નક્કી કર્યુ મોટા છોકરાએ પિતાને ઘણુ સમજાવીને કહ્યુ, “ તમે જો ખરી સાક્ષી આપશો તો મને ખોટા દસ્તાવેજને માટે સજા થશે ” પિતાએ તેના ઉપર લક્ષ આપ્યુ નહિ, અને બોલ્યો, હું મારા ઘરમા અસત્યને સ્થાન આપીશ નહિ ” બાળક શુ કરે ? પિતા કોર્ટમા હાજર થશે જ તે જોઇને ન્યાયાધીશની સાથે એ વિષયમા તેણે મસલત કરી તેને આબરૂદાર તરીકે ન્યાયાધીશ પણ જાણતો હતો પછી વૃદ્ધ જમીનદાર કોર્ટમા ગયો ન્યાયાધીશે પૂછ્યુ, “ કેમ, તમારા છોકરાએ આ પ્રજાની વિરૂદ્ધમા જે ફરિયાદી કરી છે તે શુ ખરી છે ? ” વૃધ્ધે અમ્લાન વદનથી જવાબ આપ્યો, “ હુ તેને સત્ય જાણતો નથી ગમકમળે શુ કર્યુ છે તે હુ સમજતો નથી હુ જેટલુ જાણુ છુ તેના ઉપરથી કહી શકુ છુ કે એ સવ ખોટુ બનાવ્યુ છે ” ન્યાયાધીશે કહ્યુ, “ તે શુ ! બરાબર વિચાર કરીને કહો તમે ખોટુ કર્યાનુ કહેશો તો તમારા છોકરાને વિશેષ અનિષ્ટ થશે ” વૃદ્ધ જવાબ આપ્યો, “ શુ મારા છોકરાને નુકસાન થશે એટલા માટે હું સત્ય ધર્મનો નાશ કરૂ ? ” ન્યાયાધીશ તેથી અજબ થયો પ્રજા ઘણી ખુશ થઈ કોર્ટમાના સઘળા માણસો સ્તભિત થયા ! વૃદ્ધના આ વાક્યથી સર્વના મન અપૂર્વભાવમા મગ્ન થયા છોકરો નીચુ માથુ કરીને ઉભો રહ્યો ન્યાયાધીશે જોયુ કે ફરિયાદી તદન ખોટી છે વૃદ્ધની સત્યનિષ્ઠા-સાધુતાથી મોહિત થઇને તેણે મુકર્દમો કાઢી નાખ્યો

આ વૃદ્ધના પ્રમાણે સત્યાનુરાગી નહિ થયાથી ખરૂ ધાર્મિક થઇ શકાતુ નથી, તે સર્વ માનશે સત્યના ઉપર જ્વલત અનુરાગ નહિ હોવાથી ધર્માનુષ્ટાન પ્રાણવગરનુ થઇ જાય. ધર્મ પૈસાથી, પુત્રથી પણ

પ્રિય છે, તે આના જેવા સાધુ દેખાડી ગયા છે આપણી સામે એવા ઘણા સાધુઓના દૃષ્ટાંત આવે છે અને વણા જાય છે પરંતુ આપણે જડ થઇ રહ્યા છીએ આપણે સત્યને-ધર્મને પ્રાણ કરતા પણ પ્રિય ક્યારે જાણીશું ?

## ૫૩. નિશાખની સત્યપ્રિયતા.

શાખ અને નિશાખ નામના બે ભાઇઓ હતા, તેઓ તાપસ ધર્મનું અવલમ્બન કરીને તપશ્ચર્યામા લાગ્યા હતા બે ભાઇ અતિ નિર્જન તથા અતિ મનોહર જગાપર બેસીને યોગ સાધતા હતા પણ બને થોડે છેટે એક નદીને એકેક કાંઠે રહેતા હતા ત્યા કોઇ પણ માણસ વસતુ નહોતુ ફક્ત પ્રકૃતિજ તેમની સગી હતી ત્યા વિલાસ સામગ્રીમા કુસપત્ર હતા ત્યા ગાયનના વાજાનો અભાવ હતો ખરા પરંતુ પક્ષીઓ અને પાણીના ઝરણા તે અભાવને પૂર્ણ કરતા હતા બાગકમા કુદરતના ફળ મૂળ વગેરે હતા એ સર્વ સામગ્રી લઇને-તેઓ પોતાનુ પેટ ભરીને રાતદિવસ પરબ્રહ્મના ધ્યાનમા ગાળતા હતા કેટલાએક દિવસ પછી એક દહાડો નાનો ભાઇ નિશાખ મોટા ભાઇને મળવાના ઇરાદાથી તેના આશ્રમમા ગયો આશ્રમમા જઇને જુએ છે તો મોટો ભાઇ આશ્રમમા નહોતો વણા વખત સુધી તેની વાટ જોતો તે બેઠો, પરંતુ ભાઇ આવ્યો નહિ સાજ પડી ગઇ હતી અને ભૂખ ઘણી કકડીને લાગી હતી તપસ્વીના આશ્રમમા બાગક નહોતો માનવ સ્વભાવ જ્યારે જેનો અભાવ જાણે છે ત્યારેજ તે મેળવવાને આતુર થઇને ગોધવામા પ્રવૃત્ત થાય છે નિશાખને ભાઇના આશ્રમમા કંઇ ખાવાની વસ્તુ નહિ જડયાથી પાસેના એક આશ્રમના ઝાડ ઉપર ઘણા સુંદર પાકેલા ફળ તેણે જોયા ભાઇનો આશ્રમ

સમજીને ભૂખ્યા નિશખે ન્યાય અન્યાયનો વિચાર નહિ કરતા તે ફળ પાડીને ખાધા થોડીવાર પછી શખ પોતાના આશ્રમમા આવીને જુએ છે તો નાનો ભાઇ પોતાના આશ્રમમા બેઠો છે તેની સાથે મગલામગળ વાતચીત થવા લાગી ત્યાર પછી ખાવાની વાત નીકળી, ત્યારે નિશખે કહ્યુ, “ ભાઈ ! મને ઘણી ભૂખ લાગી હતી તેથી આપના આશ્રમના ઝાડ ઉપર જે પાકા ફળ જોયા તે મે પાડીને ખાધા ” શખ તે સાભળીને બોલ્યો, ‘ નિશખ ! પારકાની વસ્તુ તેની પાસેથી નહિ માગતા લેવી એ ચોરી થાય, એટલા માટે તે ચોરીનો અપરાધ કર્યો છે કાયદાથી ઉલટુ અથવા સમાજના નિયમથી ઉલટુ કઇ કામ કર્યાથી જે કોઇ રાજાનો અથવા સમાજનો અપરાધી થાય તેને ઉચિત છે કે રાજદ્વારમા જઇને પોતાનો અપરાધ રાજાને જણાવીને તેને સજા ગ્રહણ કરવી તે માટે હે નિશખ તને કહુ છુ કે તે કાયદાવિરુદ્ધ કામ કર્યુ છે, માટે તુ હમણા રાજદ્વારમા જઇને તેની સજા ભોગવ ’ ઉપરના વચન સાભળીને નિશખનુ મન પણ આત્મગ્લાનિ અને અનુતાપથી બળવા લાગ્યુ અને તે તરત દોડતો રાજદ્વારે ગયો ત્યા જઇને તેણે પોતાનો અપરાધ જણાવીને સજા ભોગવવાનુ કહ્યુ રાજાએ તેનો પરિચય લઇને તેને ક્ષમા કરી એવા સાધુને સજા આપતા કોનુ અતર વ્યથિત નહિ થાય ? પરતુ તપસ્વીએ કોઈ રીતે રાજાની વાત માની નહિ ત્યારે તેને સારી પેઠે સમજાવીને કહ્યુ “ કાયદામા એવુ છે કે કોઇ અપરાધી પોતાનો અપરાધ પોતાની મેળે માને તો તેને મૂકી દેવો, એવી રાજાને સત્તા છે હુ તે કાયદાને અને તે સત્તાને લીધે આપને માફ કરૂ છુ આપ આશ્રમમા જઇને તપશ્ચર્યામા પ્રવૃત્ત થાઓ ” આમ છતા તે તપસ્વીનુ મન કોઈ રીતે માન્યુ નહિ તેણે બે હાથ જોડીને કહ્યુ, “ મહારાજ ! હુ

અપરાધી છુ, મારા અપરાધ માટે જે સજા કાયદામા ઠરાવી હોય તે મને નહિ આપશો તો હુ આશ્રમમા જનાર નથી” રાજા શુ કરે ? તે નિરૂપાય થયો તે વખતે કાયદો ઘણો ખરાબ હતો જે ચોરી કરે તેના હાથ કાપી નાખવા એવુ કાયદામા ઠરાવેલુ હતુ રાજાએ ઘણુ સમજાવ્યા છતા નિશખે માન્યુ નહિ ત્યારે રાજાએ કાયદા પ્રમાણે નિશખના હાથ કાપવાનો હુકમ આપ્યો ને નિશખના હાથ કાપી નખાવ્યા તે વેળાએ નિશખ પરમઆનદિત થઇને અપરાધની યોગ્ય સજા થઇ છે તે ભાઇને જણાવવાને માટે શખના આશ્રમ તરફ ચાલ્યો આ સત્યાનુરાગનુ ઉજ્વલ દષ્ટાત છે ધન્ય નિશખને અને હજારો વાર ધન્ય શખને !



# ભાગ ૫—ન્યાય.

## ૫૪ ફ્રેડરિક બાદશાહનો ન્યાય

પ્રુશિયાના મહાન્ ફ્રેડરિક બાદશાહે પોતાની રાજધાનીથી થોડે છેટે એક બગીચો બનાવવાનો સંકલ્પ કર્યો હતો જ્યારે સઘળો બંદોબસ્ત નક્કી થઈ ગયો ત્યારે સાભળ્યુ કે એક ખેડુતનુ એક દળવાનુ કારખાનુ તેની અંદર આવ્યાથી બગીચો સમચોરસ થઇ શકશે નહિ. ઘણા રૂપિયા આપવા છતા ખેડુત પોતાનુ ઘંટીનુ કારખાનુ ત્યાથી ઉપાડવા ઇચ્છતો નહતો જ્યારે તે વાત બાદશાહે જાણી ત્યારે તેણે ખેડુતને બોલાવી મંગાવ્યો ખેડુત આવ્યો એટલે એને બાદશાહે પૂછ્યુ "તને આટલા રૂપિયા આપવા છતા તુ તે મકાન કેમ છોડતો નથી ? " ખેડુતે જવાબ આપ્યો " એ મારા બાપદાદાનુ ઘર છે એ જગાપર મારા પિતાએ મારૂ રક્ષણ કર્યું છે, તે જગાપર મારા પિતા મરી ગયા છે અને ત્યા મારા છોકરાનો જન્મ થયો છે, તેથી હુ તેને વેચવા ઇચ્છતો નથી " બાદશાહે કહ્યુ, " હુ ત્યા મારો મહેલ બનાવવા ઇચ્છુ છુ " ખેડુતે જવાબ આપ્યો, "મહારાજ, તમે વિસરી ગયા જણાઓ છો કે તે મારૂ ઘર મારો મહેલ છે" બાદશાહે કહ્યું, " તમે જો તે વેચશો નહિ તો હુ તે છિનવી લઇશ " ખેડુતે કહ્યુ, "આપ છિનવી શકશો નહિ, કારણ કે બર્લિનમા ન્યાયની કોર્ટ છે" આ સાભળીને બાદશાહે તે ઘર ઉપર હાથ નાખ્યો નહિ. તેણે વિચાર કર્યો કે, રાજા કાયદો બનાવી શકે છે, પણ કાયદો તોડી શકતો નથી.

---

## ૫૫ મીનલદેવીનો ન્યાય.

સિદ્ધરાજ જયસિહની મા મીનલદેવી ધોળકામા એક તળાવ ખોદાવતી હતી એ તળાવની પૂર્વ તરફ એક વેશ્યાનુ ઘર હતુ તે ઘરને લીધે તે તળાવ સમચોરસ થયુ નહોતુ મીનલદેવીએ તેને તેની ઘણી કીમત આપવા કહ્યુ, પરન્તુ તે વેશ્યા કોઇ રીતે પોતાનુ ઘર આપવા રાજી થઇ નહિ તે સ્ત્રીએ મનમા વિચાર કર્યો હતો કે તળાવ થવાથી જેમ રાણીનુ નામ અમર થઇ જશે તેમ હુ તે તળાવ ખોદવામા હરકત નાખીશ તો મારૂ પણ નામ તેનાથી પ્રખ્યાત થશે એવો વિચાર કરીને તેણે તે વેચવા ધાર્યુ નહિ તેથી રાણીએ કઇપણ બલજોરી કરી નહિ ને તે ઘર ત્યાંજ રહ્યુ તે તળાવ મીનલદેવીનુ તળાવ એ નામથી પ્રખ્યાત છે આજ પણ મીનલ તળાવની પૂર્વ તરફ ખાચો રહેલો જોવામા આવે છે. ત્યારથી ગુજરાતમા એક કહેવત ચાલતી આવે છે કે, ' ન્યાય ધર્મ જોવા ઇચ્છતા હો તો મીનલદેવીનુ તળાવ જુઓ "

---

## ૫૬ અકબરશાહની ઉદારતા

અકબરશાહની પોતાની માના ઉપર ઘણી પ્રબલ ભક્તિ હતી એક વખત તેની મા પાલખીમા બેશીને લાહોરથી આગ્રે જતી હતી ત્યારે અકબરે અને અકબરને જોઇને બીજા મોટા મોટા અમીરોએ પોતાને ખાધે પાલખી લઇને નદી પાર કરી હતી અકબરની મા અકબરને જે કામ કરવા કહેતી હતી તે અકબર તરત જ કરતો હતો. અકબરશાહે ફકત માની એક આજ્ઞા પાળી નહોતી અકબર શાહની માને ખબર મળી હતી કે પોર્ટુગીજ ખલાસીઓએ એક

મુસલમાનનુ વહાણ લુટી લીધુ અને તેમાથી તેમને એક કુરાન મળ્યુ હતુ તેઓએ કુરાનને એક કૂતરાના ગળામા બાંધીને વગાડતા વગાડતા એજ શહેરમા કૂતરાને ફેરવ્યો હતો આ ખબર સાભળીને બાદશાહની માએ અકબરને કહ્યુ કે, "એક બાઈબલ ગધેડાના ગળામા બાધીને આગ્રા શહેરમા ફેરવ" બાદશાહે તેના જવાબમા કહ્યુ, "જે કામ પોર્ટુગલના રહેવાસીઓને નિદ્ય છે તે કામ બાદશાહને પણ ઘણુ નિદ્ય છે તેમા સદેહ નથી એમ કર્યાથી કોઇ ધર્મના ઉપર ધિક્કાર દેખાડવા જેવુ થાય છે, અને એટલા માટે તમારી એ ઇચ્છા હુ કદી પાર પાડી શકીશ નહિ એક ન બોલનાર ગ્રથના ઉપર એનો બદલો લેવાની ઇચ્છા હુ કરી શકતો નથી."



# ભાગ ૬–વિશ્વાસ.

## ૫૭ "આવો પ્રાર્થના કરવા બેસીએ"

ખરેખર ! ઇશ્વર ઉપર વિશ્વાસ રાખનાર માણસ સાંસારિક વિપદને તુચ્છ સમજે છે સેકડો વિપત્તિમા પણ વિશ્વાસુ હૃદય સત્યમાર્ગથી વિચલિત થતુ નથી એક હબસી ગુલામ તેવા સાધુચરિત્ર અને પ્રાર્થનાને માટે પ્રખ્યાત હતો તેને સર્વ મનુષ્યો બેનકાકા કહીને બોલાવતા હતા જે બગીચામા બેન ગુલામનુ કામ કરતો હતો તે બગીચાનો માલીક ઘાતકી હતો તેણે એક દહાડો નકકી કર્યું કે, પોતાના તાબાના ખેતરોમા હવેથી ઉપાસના–પ્રાર્થના કઈ થવા દેવુ નહિ બેનને ભય દેખાડીને ધર્મસાધનાથી દૂર કરવાને માટે તે હતભાગ્ય નિષ્ઠુર ગુલામના માલીકે બીજા એક ગુલામની પશુની પેટે હત્યા કરી તેનો અપરાધ એ હતો કે, તે ભગવાનનુ નામ લેતો હતો ! તેનુ માથુ એક જાહેર જગાપર લટકાવીને ગુલામના માલીકે બેનને બોલાવીને પુછ્યુ "આ કોનુ માથુ લટકે છે તે તુ જાણે છે ?" બેને કહ્યુ "હા, તેને ઓળખુ છુ !" ત્યાર પછી ગુલામના માલેકે બેનને સાવચેત થવાનો હુકમ આપ્યો " જો હુ હવે પછી કદી તને ઈશ્વરનુ નામ લેતો તથા ઈશ્વરની આગળ પ્રાર્થના કરતો જોઇશ તો તારી પણ આવી દશા કરીશ !" આ ભયકર હુકમ સાભળીને તે થોડી વાર સુધી ચુપ રહ્યો ત્યાર પછી સ્થિર ચિત્તથી વિચાર કરીને તે જગલી, વગર શીખેલો હબશી ગુલામ ખુલ્લા હૃદયથી પોતાના સોબતીઓને એકઠા કરીને કહેવા લાગ્યો કે, " ગમે તેમ

થાઓ આવો આપણે પ્રાર્થના કરવા બેસીએ!" કયા વિઘ્ન, કયા પ્રાણઘાતકનો ભય! ઈશ્વરના વિશ્વજયી નામથી સર્વ આશંકા પ્રબલ સ્રોતના ઉપર તણાતા તૃણની પેઠે કયાની કયાએ જતી રહી

---

## ૫૮ બાળકનો વિશ્વાસ

અમેરિકાની એક ધર્મનિષ્ઠ સ્ત્રીનો એક નાનો છોકરો મરી ગયો. તે એક દહાડો પોતાની ત્રણ વર્ષની ઉમ્મરની છોકરીની પાસે બેસીને પોતાના મરણ પામેલા છોકરાના વિષયમા વાત કરતી હતી કે ઈશ્વર તેને સ્વર્ગમા લઈ ગયો છે આ શબ્દ કહેતા માતાની આખમાથી આસુ નીકળ્યા તેની કન્યાએ થોડીવાર મનમા ને મનમા વિચાર કરીને પુછ્યુ "મા! પરમેશ્વરે ભાઇને સ્વર્ગમા લઇ જઇને શુ સારૂ કામ કર્યું છે?" માતાએ જવાબ આપ્યો, "હા" એ સાભળીને તે સરળ કન્યાએ કહ્યુ, "જો તેને લઇ જઇને ઈશ્વરે સારૂ કર્યુ છે, તો મા તુ શામાટે રૂવે છે?" ઈશ્વરના ઉપર એવો સરળ વિશ્વાસ ઘણા થોડાજ મોટી ઉમરના માણસોમા હશે. આપણે મુખથી કહીએ છીએ કે ઈશ્વર મંગળમય છે, પરંતુ કામની વેળાએ તેનાથી વિપરીત આચરણ કરીએ છીએ, એજ દુર્બલતા છે

---

## ૫૯. અમંગળમાં મંગળ

એક જુવાન માણસ ઘણા વખતથી રોગના બિછાનામા પડયો હતો મરણ નજદીક આવેલુ જોઇને તેણે એક દિવસ પોતાના એક મિત્રને કહ્યુ "આ રોગયંત્રણા મારે માટે અમૂલ્ય રત્નસ્વરૂપ છે એણે મને યૌવનકાલની દુર્બુદ્ધિ અને મોહના હાથમાથી બચાવ્યો છે એને

યોગે હું ઇશ્વરને એકમાત્ર સુખના આધાર રૂપે અને અનંત જીવનને એકમાત્ર આશાના સ્થલરૂપે અવલંબન કરતા શીખ્યો છું; અને હવે મારા મનમા આવે છે કે એણે મને હાલ મારા પિતાના ઘરની ઘણી નજદીક આણ્યો છે!" આપણે ઘણી વેળાએ રોગ, શોક અને વિપદમા પડીને આત્મવિસ્મૃત થઇ જઇએ છીએ! પરંતુ જેઓ ખરેખરા ઇશ્વરવિશ્વાસી તેઓ દુઃખ—વિપદ્મા પણ ઇશ્વરનો મંગળ હાથ જોઇને કૃતજ્ઞ થાય છે જે વિપદ્ અવિશ્વાસીને નિરાશાના અંધકારમા નાખે છે, તેમાથી શ્રદ્ધાળુ માણસ સંસારની અનિત્યતાના સબંધમા અમૂલ્ય ઉપદેશ મેળવે છે, અને ઇશ્વર ઉપર નિર્ભર કરવાનુ શિક્ષણ મેળવે છે

---

## ૬૦ વિશ્વાસ એ અમૂલ્ય નિધિ છે

એક સમયે ફ્રાન્સ દેશના એક બાદશાહે બજિયાર નામના એક બહુ ધર્મવિશ્વાસી પ્રોટેસ્ટન્ટને પોતાનો વિશ્વાસ પરિત્યાગ કરીને રોમન કેથોલિક ધર્મમા દીક્ષિત થવાનો હુકમ કર્યો તે વખતે તેને અનેક પ્રલોભન દેખાડીને કહ્યુ કે, "તુ જો રોમન કેથોલિક ધર્મનો આશ્રય લઇશ તો તને મારૂ રાજ્યપદ આપીશ" બાદશાહના આવા લલચાવનારા વાક્ય સાભળીને વિશ્વાસુ બજિયારે કહ્યુ "પિતા! હું જો આવા પાર્થીવ ઐશ્વર્ય અને સંપદના પ્રલોભનથી મારા પરમ પ્રભુ પરમેશ્વરને અમાન્ય કરૂ તો એક સમય એના કરતા કોઇ સામાન્ય લાભની આશાથી રાજાને પણ અમાન્ય કરી શકીશ, એ અસંભવિત નથી!" જે વિશ્વાસ સામાન્ય વિઘ્નથી જતો રહે છે તે વિશ્વાસ વિશ્વાસજ નથી આખા ભૂમંડલનુ ઐશ્વર્ય અને સુખસંપદ્ તેનો વિશ્વાસ ત્યાગ કરવા કહે તો તે સર્વને અસાર, અ-

પદાર્થ, ધિક્કારવા લાયક સંસારની અતિ અશાચ મલીન વસ્તુ કરતા પણ અસાર સમજીને પોતાના અમૂલ્ય વિશ્વાસને પ્રાણમાં વધારે દઢ રૂપથી પકડી રાખે છે પરમેશ્વર ઉપરનો વિશ્વાસ કેવો અમૂલ્ય નિધિ છે! તેની સાથે શું જગતની કોઇ વસ્તુની તુલના થઈ શકે?

---

## ૬૧ બાલિકાનો ઉપદેશ

કેટલાક દિવસ ઉપર એક સાત અથવા આઠ વર્ષની બાલિકા કોઇ કારણે આગથી ઘણી દાઝી એ છોકરી એક રવિવારની ધર્મ-સબધી નિશાળમા ભણવા જતી હતી છોકરી અગ્નિમા દાઝયા પછી ચૌદ દિવસ જીવતી રહી હતી જ્યાં સુધી તે જીવતી હતી ત્યા સુધી તે તેના વિશ્વાસ પ્રમાણે ઈસુખ્રિસ્તની શક્તિનો વિષય પ્રચારતી, અને તેની વૃદ્ધ માતાને પોતાન વાકય ઉપર વિશ્વાસરૂપે વિશ્વાસ સ્થાપન કરવાને વિનતિ કરીને કહેતી કે, "મ્હારી સાથે તારો સ્વર્ગમા પાછો મેલાપ થશે" આ સર્વ વાતથી તેને આનદ થતો અને આશાના ચિહ્ન જોતી તેની આ દારુણ યત્રણાની હાલતમા તે કેવી રીતે આટલી બધી પ્રફુલ્લિત ચિત્તથી પોતાના પ્રાણનો વિશ્વાસ કહી શકી હતી, તેનો એક વાર વિચાર કરીને જોયાથી વિસ્મિત થવાય છે

---

## ૬૨ દુઃખમાં શાંતિલાભ.

એક ખ્રિસ્તી ધર્માવલબી રોગી બાળક ધર્મપુસ્તક બાઇબલ વાચવા-ને બહુ ચહાતો હતો, પરતુ તેના શરીરના અગ એવા તો શિથિલ થઇ ગયા હતા કે કોઇ રીતે પોતે બાઇબલ ઉઘાડીને વાચવાને સમર્થ

નહોતો. એક પ્રતિષ્ઠિત માણસે પેલા બાળકને પૂછ્યું કે, “તને આ પુસ્તક વાચવુ કેમ ગમે છે ?” બાળક તે ગૃહસ્થનુ બોલવુ સાભળીને બોલ્યો· “હુ બાઇબલ વાચવા ઉપર આટલી પ્રીતિ રાખુ છુ તેનુ કારણુ એ છે કે, એમા ખ્રિસ્ત વિશે લખ્યુ છે” પેલા માણસે પૂછ્યુ “તુ શુ ખ્રિસ્તના ઉપર વિશ્વાસ રાખે છે ?” બાળકે જવાબ આપ્યો, “હા, હુ વિશ્વાસ રાખુ છુ ” તેણે ફરી પુછ્યુ “તુ શા માટે વિશ્વાસ રાખે છે ?” બાળકે કહ્યુ “એ વિશ્વાસ આ વ્યાધિની ભયાનક કષ્ટયત્રણા અનાયાસથી સહન કરવાની શક્તિ આપે છે !” વાસ્તવિક વિશ્વાસ હોય તો માનવ ભયાનક રોગયત્રણા અને સાસારિક કષ્ટમા પણ સુખથી રહી શકે છે ગમે તો બાળક હોય, યુવાન હોય કે મૂર્ખ હોય, સર્વને વિશ્વાસ સઘળી હાલતમા એક અપૂર્વ સુખસાગરમા સર્વદા નિમગ્ન રાખવાનો યત્ન કરે છે.

---

## ૬૩ સૈનિક પુરૂષની દૃઢ આસ્થા.

એક વેળાએ ભયાનક તોફાન જાગ્યુ હતુ એવા વખતે એક ધર્મપરાયણ સૈનિક પોતાની સ્ત્રી સાથે તે તોફાનમા સપડાયો હતો. તેની પત્ની ઘણી ભયભીત અને વ્યાકુલ થઇને કિંકર્તવ્ય વિમૂઢની પેઠે ‘હા મારૂ આવી બન્યુ’ એમ મમજી શોક કરવા લાગી પરન્તુ પેલો સૈનિક અતિ સ્થિર તથા પ્રશાન્ત ભાવથી અવસ્થોચિત કામ કરતો હતો તેનો પ્રશાન્તભાવ જોઇને તેની પત્નીએ કહ્યુ “આ કેવુ આશ્ચર્ય ! આટલી બધી વિપદ આવી પડી છે, ચારે તરફ મહાપ્રલય થવાના ચિન્હ જણાય છે, છતા તમે તેને ગણુકારતા નથી. એનુ કારણુ શુ ?” સૈનિક આ વાત સાભળીને થોડુ હસ્યો. પછી પોતાની તલવાર મ્યાનમાથી કાઢી તેનો

અગ્રભાગ પત્નીની છાતી આગળ ધરીને પૂછ્યુ "આથી ડરો છો કે નહિ ?" પત્ની હસીને બોલી "શા માટે ડરૂ ? તલવાર એવા એક જણના હાથમા છે કે જે મારા ઉપર પ્રેમ રાખે છે." પતિએ કહ્યુ: "ત્યારે શા માટે આશ્ચર્ય પામો છો ? આ તોફાન એવા એક જણના હાથમા છે કે જે મારા ઉપર પ્રેમ રાખે છે તે મ્હારૂ ભલુજ કરશે."

---

## ૬૪ પરમેશ્વર બાળકને જોશે !

એક બાળકે નાનપણથી કેવળ આ વાક્ય બોલવાનુ શિક્ષણ મેળવ્યુ હતુ "પરમેશ્વર બાળકને જોશે !" પેલો બાળક મધુર સ્વરથી હમેશા ઉપરના શબ્દો કહેતો હતો એ બાળકના માબાપ એકી વખતેજ મોટા રોગમા સપડાયા તેઓ સારા નહિ થતા છોકરો પણ માદો પડયો તેનો રોગ ધીરે ધીરે વધવા લાગ્યો અને તે સુકુમાર બાળકના મૃત્યુનો દિવસ ઘણો પાસે આવ્યો

તે વેળાએ તેની મા પણ માદી હતી તેથી તે ખાટલા વશ થઇ હતી છોકરાની હૃદયવિદારણી અવસ્થાની ખબર સાભળ્યાથી તેને એક વખત છાતીમા ધારણ કરવાની તેણે ઇચ્છા જાહેર કરી અને માબાપ છોકરાની આગળ ગયા ત્યા જઇને જુએ છે તો પોતાના છોકરાનુ મરણ નિશ્ચય થશે એમ ચોક્કસ માનીને ઘણુ રોવા લાગ્યા પરતુ બાળકે એક વાર પોતાની મીચેલી આખ ઉઘાડીને અતિ મૃદુ સ્વરે કહ્યુ; "પરમેશ્વર બાળકને જોશે !" બાળકની આ વાતે તેઓના શોકસતપ્ત હૃદયમા શીતળ પાણી છાટયુ તે વિશ્વજનની અને તેને પોતાના શાતિમય ક્રોડમા લઇને તેને નિત્ય સુખધામ–સ્વર્ગરાજ્યમા લઇ ગઇ. આ રીતે ન્હાના બાળક પણ ઈશ્વરને બોલાવી શકે છે.

---

## ૬૫. ઈશ્વર પ્રકાશ છે.

એક વખત શિયાળાની રાતે એક સાત વર્ષનો બાળક પોતાની આયાની સાથે ઘણે છેટેથી પોતાના ઘર તરફ આવતો હતો અંધારી રાત હતી તેથી રસ્તો ભૂલવાનો સંભવ હતો તેને લીધે આયાએ ફાનસ સાથે લીધું હતું એકદમ પ્રબળ પવન આવ્યાથી ફાનસમાનો દીવો હોલવાઇ ગયો ને તેથી તેઓ બંને મોટી મુશ્કેલીમાં આવી પડયા બાળક ગમે તો ડરતો હોય અથવા નહિ ડરતો હોય, પણ આયાને ઘણી ડરતી જોઇને પેલા સાત વર્ષના છોકરાએ આયાને કહ્યું "તું આટલી બધી શામાટે ભય ધરે છે ? અંધારામાં આપણે કદી પણ રસ્તો ભૂલશું નહિ તે સર્વવ્યાપી દયામય ઈશ્વર આ ઘોર અંધારાનો પ્રકાશ થઇને આપણને રસ્તો દેખાડશે " આહા ! આ સરળ બાળકના જેવો વિશ્વાસ આપણે કયારે મેળવશું

---

## ૬૬. વિશ્વાસથી શું નહિ મળે ?

એક શહેરમાં એક ગરીબ સ્ત્રી રહેતી હતી તેની એક નાની છોકરી હતી એ સ્ત્રીની સાંસારિક અવસ્થા એટલી તો ખરાબ હતી કે કોઇ કોઇ દહાડો તેને પૂરે પૂરૂં ખાવાનું પણ મળતું નહોતું. પોતાને સારી પેઠે ખાવાનું નહિ મળે તે ચાલે, પણ છોકરીને શી રીતે ચાલે ? એ વિચારથી જ્યારે છોકરીને પૂરૂં ખાવાનું મળતું નહિ ત્યારે તેનો વિચાર કરતાં માનો પ્રાણ નીકળી જતો. એવી રીતે નાના પ્રકારની સાંસારિક યંત્રણાથી છુદાઇને એક દિવસ અનાહારે તે એકાંતમાં બેસીને રોતી હતી એવી વખતે તેની પેલી છોકરી પોતાની માને રડતી જોઇને બોલી: "મા, તું શામાટે રડે છે ? આજે આપણને ખાવાનું નથી તેથી તું આટલી રડે છે ? તું શું જાણતી

નથી કે જેણે આપણને આ પૃથ્વીમા મોકલ્યા છે, તે દયાનો સાગર પરમેશ્વર આપણને નિશ્ચય ખાવાનુ આપશે. આપણે ભુખથી પ્રાણ ત્યાગ કરીશુ તે તેનાથી કદી પણ સહન થશે નહિ ”

બાલિકાના આવા આશાપૂર્ણ વાકય જેવા સમાપ્ત થયા તેજ વખતે એક પડોશી તેની ઓરડીમા આવીને પેલી સ્ત્રીને કહેવા લાગ્યો “ અમુક ઘરમા કામને માટે એક માણસની જરૂર છે. જો તમે તે કામ કરવાનો ભાર લ્યો તો ઘણુ સારૂ થાય ” સ્ત્રી આ સાભળતાજ કન્યાને ઘરમા મૂકીને કામ કરવા ગઇ આખો દિવસ કામ કરીને આવતી વખતે પરિશ્રમથી મળેલા પૈસામાથી થોડીક ખાવાની વસ્તુ વેચાતી લાવી તે સર્વ સામગ્રી જોતાજ એ બાલિકાની આખમાથી દડદડ કૃતજ્ઞતાના આસુ પડવા લાગ્યા અને તે બોલી, “પહેલા મે કહ્યુ નહોતુ કે, અનત દયાનો સાગર પરમેશ્વર આપણને ખાવાનુ નિશ્ચય આપશે ? તેજ સર્વ જીવને આહાર આપનાર છે. તેના ઉપર નિર્ભય રહીને કાર્ય કરવાથીજ આપણો સર્વ અભાવ દૂર થશે ”

---

## ९७. પ્રાર્થનાશીલ ગરીબબાઇ

એક દિવસ એક સ્ત્રી ઇગ્લાડના એક નગરમાથી હવા ફેરફાર કરવાને માટે સમુદ્ર ઉપરના એક ગામમા જતી હતી તેણે જવાની આગમચ પોતાના નોકરોને કહી રાખ્યુ હતુ કે, તેની સાથે કઇપણ ખોરાક લઇને વધારે બોજો કરવાની જરૂર નથી પરતુ તેના એક નોકરે એ હુકમ જાણ્યો નહોતો તેથી તેણે અજાણથી ઘણી રોટલી વગેરે ખાવાની વસ્તુઓ ગાડીની નીચેના ખાનામા નાખીને પૂર્ણ ભર્યું હતુ રસ્તામા ઘોડા થાકયાથી તે ખાવાની વસ્તુ ઉપર સ્ત્રીની નજર પડી. તે ઘણી વિરકત થઇને કહેવા લાગી “રસ્તામા આ સર્વ

ખોરાક નાખી દઇને ગાડી ચલાવ." તે સાભળીને એક દાસીએ કહ્યું: " શેઠાણી ! જરા થોભો, હું પેલા ગામમા કોઇ ગરીબને રોટલી વગેરે આપી આવુ" એમ કહીને સર્વ ખાવાની વસ્તુ માથા ઉપર લઇને તે ગામમા પેઠી પહેલા બે ત્રણ ઘરમા ગયા પછી એક ઘરમા જઇને જુએ છે તો તેણે એક વિશીર્ણ અને મલિન સ્ત્રી ગુડણપર બેસીને હાથ જોડી પરમેશ્વરની આગળ પ્રાર્થના કરતી દીઠી તેની પ્રાર્થના પૂરી થતાજ પેલી દાસીએ કહ્યુ, "અમારી ગાડીમા ભૂલથી આ સર્વ ખાવાની વસ્તુ અમે લીધી હતી અમોને એની જરૂર નથી. હુ આ સર્વ આપને ત્યા રાખી જાઉ છુ ઇચ્છા હોય તો તેનો આપ ઉપયોગ કરજો નહિ તો કોઇ દુ ખી ગરીબને આપજો" એ સાંભળીને પેલી સ્ત્રીની આખમાથી દડદડ આસુ પડવા લાગ્યા તે રોતી રોતી પરમેશ્વરને ધન્યવાદ દેવા લાગી અને પેલી દાસીને સબોધન કરીને કહ્યુ, " બ્હેન ! હુ ઘણી હતભાગિની છુ મારો પતિ ઘણા દિવસ માંદો રહીને હમણા મરી ગયો છે તેની દવાદારૂ અને સેવાને માટે મે મારૂ સર્વ વેચી નાખ્યુ, એટલુ જ નહિ પણ તેનો બચાવ કરવાને માટે મે મારા હાડકા ચામડાને પણ સુકી નાખ્યા, પરતુ નસીબે યારી આપી નહિ તેનુ કેટલાક દિવસ થયા મૃત્યુ થયુ છે. મારી પાસે જે કઇ થોડુક બચ્યુ હતુ તે સર્વ પુરૂ થઈ ગયુ છે, આજે મ્હારી પાસે કઇ પણ ખાવાનુ નહોતુ તેથી હમણા હું પરમેશ્વરની આગળ રડીને કહેતી હતી કે, "પિતા ! તમારી દુ ખિની કન્યા ખાધા વગર મરે છે અથવા અનાથ નિવાસનો આશ્રય લે છે એમ જો તમારી ઇચ્છા ન હોય તો તેને અન્ન આપીને પ્રાણની રક્ષા કરો જુઓ મારા પિતાએ તમારી સાથે તેની કન્યાને માટે જોઇએ તે કરતા પણ ઘણુ અન્ન મોકલ્યુ છે "

---

## ૬૮. સ્ટિલિ

જર્મની દેશમા સ્ટિલિ નામનો એક વિખ્યાત ધાર્મિક પુરૂષ હતો જુવાનીના આરંભથી તેની ઇશ્વર ઉપરના વિશ્વાસની દઢતાની વિશેષ ઓળખાણુ મળી હતી તે વેળાએ યુનિવર્સિટીમા પ્રવેશ કરીને વૈદિક વિદ્યા શીખવાની સ્ટીલીની ઘણી ઇચ્છા થઇ, પરંતુ યુનિવર્સિટીમાં અભ્યાસ કરવો એ કઇ થોડા ખરચની વાત નહોતી. તેનો આ ખર્ચ કોણ આપે? તે નિરાશ થઇને ઈશ્વરની આગળ પ્રાર્થના કરતો અને પ્રાર્થના કરતી વેળાએ કહેતો "પરમેશ્વર! આ ગરીબની વાસના શુ પૂર્ણ થશે નહિ?" આવી રીતે વિચાર અને પ્રાર્થના કરતા તેના હૃદયમા મજબૂત વિશ્વાસ બેઠો કે જગદીશ્વર મારી વાસના પૂર્ણ કરશે તેથી નિશ્ચિત થઇને તેણે મનના આવેગનુ નિવારણ કર્યુ કયા વિદ્યાલયમા જવુ તેને માટે ઘણો વિચાર કરતો નહોતો. તેણે મનમા ને મનમા નિશ્ચય કર્યો કે જગદીશ્વર જે માર્ગ દેખાડશે તે માર્ગે અવલબન કરીશ આવુ નક્કી કર્યા પછી ત્રણેક અઠવાડીએ એક દિવસ તેના સગાએ તેને પૂછ્યુ, "તુ કયા વિદ્યાલયમા જઇશ?" તેણે જવાબ આપ્યો, "હુ જાણતો નથી" ત્યારે તે સગાએ બીજા એક જુવાનનુ નામ દઇને કહ્યુ "ફલાણો સ્ટ્રાસબર્ગ યુનિવર્સિટિમા જાય છે. તુ કેમ જતો નથી?" તે તથાસ્તુ કહીને ત્યા જવા તૈયાર થયો પરંતુ તેને યુનિવર્સિટીમા જઇને અભ્યાસ પુરો કરતા હજારથી વધારે રૂપિયાની જરૂર હતી તેની પાસે એકસો રૂપિયા પણ નહોતા છતા તે કોઇ વેળાએ પણ ચિંતાતુર દેખાતો નહોતો તે હસતો હસતો પોતાના બરોબરીઆને કહેતો કે "યુનિવર્સિટિમા અભ્યાસ કરવાની કમર બાંધી છે, પરંતુ હુ જાણતો નથી કે કયાથી મારો સ્વર્ગનો પિતા આટલા

બધા પૈસા મને અપાવશે ". તેના મિત્રો ચકિત થયા તેણે હસીને કહ્યું, "તમે ઉદ્વિગ્ન નહિ થાઓ નિશ્ચય જાણજો કે ઈશ્વર મારો અભાવ દૂર કરશે " તેણે જેમ તેમ કરી તેની મુસાફરીને માટે ૨૬ રૂપિયા એકઠા કર્યા તે લઇને તે સ્ટ્રાસબર્ગની તરફ જવા નીકળ્યો રસ્તામા તેને ઘણો વિલબ થયો. તેથી તેની પાસેના બધા પૈસા ખર્ચાઇને ફક્ત એક રૂપિયો તેના હાથમા બાકી રહ્યો તે વેળાએ સ્ટ્રાસબર્ગનો ત્રણ દિવસનો રસ્તો બાકી હતો સ્ટિલિ પોતાના અભાવની વાત કોઇને પણ કહેતો નહોતો એક દહાડો તે રસ્તામા ફરતો હતો તેવામા તેનો એક સ્વદેશનો ઓળખીતો વેપારી એકદમ તે જગાપર મળ્યો તેને મળી કરીને પુછ્યુ "સ્ટિલિ, તમે અહી કેમ આવ્યા છો ?" સ્ટિલિએ જવાબ આપ્યો કે, "સ્ટ્રાસબર્ગ યુનિવર્સિટીમા અધ્યયન કરવાને માટે જાઉ છુ " તે વેપારીએ પૂછ્યુ તમને એટલા બધા રૂપીઆ કયાથી મળશે ? સ્ટિલિએ જવાબ આપ્યો ઉપર મારો પિતા છે તે પરમ ધનવાન છે, તેણે મને આશા આપી છે ઈશ્વરના વિશ્વાસની આ વાત સાભળીને પેલા વેપારીના મનમા એક અપૂર્વ ભાવનો ઉદય થયો તે વેપારી બોલ્યો, હુ તારા પિતાનો એક નોકર છુ તેના હુકમ-થી મને તેત્રીસ રૂપિયા આપુ છુ આવી રીતનુ કહીને તેત્રીસ રૂપિયા આપ્યા સ્ટિલિ તેનાથી સ્ટ્રાસબર્ગ નગરમા આવ્યો સ્ટ્રાસબર્ગ નગરમા આવીને થોડા દિવસ રહ્યો તેટલામા તે રૂપિયા ખર્ચ થઇ ગયા ફક્ત એક રૂપિયો પાસે હતો તે પરમેશ્વરની આગળ પ્રાર્થના કર્યા કરતો હતો જેની સાથે તે આવ્યો હતો તેણે એક દહાડો કહ્યુ, સ્ટિલિ તમારા હાથમા પૈસા નહિ હશે, ખર્ચ કરવા મુઝાતો હઇશ આ લે એમ કહીને તેણે ત્રીશ રૂપીઆની મદદ આપી. તેનાથી તેનો સઘળો અભાવ દૂર થયો. ત્યાર પછી તે કૉલેજમા ફીના રૂપિયા ભરવાની

જાણીતી થઇ. આ વખતે ચાળીશ રૂપિયા જોઇયે. પરંતુ તેની પાસે એક ફુટી બદામ પણ નહોતી. જે દિવસે સાંજે રૂપિયા આપવા જોઇયે, તે દિવસની સવાર ગઇ, બપોર થયા, પાંચ વાગ્યા; પણ રૂપિયા આવવાનું કંઇ લક્ષણ જણાયું નહિ. રૂપિયા કયાંથી આવશે તે નક્કી નહોતું. સ્ટિલિનું હૃદય ચિંતાથી વ્યાકુલ થાય છે. તેણે આખો દહાડો પ્રાર્થના કરી. સાંજે તે પ્રાર્થના કરતો હતો, એટલામાં દરવાજો ઠોકાયાનો અવાજ સંભળાયો. સ્ટિલિ દરવાજો ઉઘાડીને જુએ છે તો તે ઘરનો ધણી ઘરમાં આવીને કહેવા લાગ્યો " આ ઘર તમને પસંદ પડયું કે નહિ, તે પૂછવા હું આવ્યો છું. સ્ટિલિએ કહ્યું, ઘર ઘણુંજ સારૂં છે. હું જેવું ઇચ્છતો હતો તેવુંજ છે. તે વેળાએ ઘર-ધણીએ પુછ્યું, 'તારા હાથમાં ખર્ચ કરવાને પૈસા છે કે નહિ તે કહે જોઇયે ?" સ્ટિલિએ તેના આ પ્રશ્નથી અજાયબ થઇને ધીરભાવથી જવાબ આપ્યો, "મારા હાથમાં પૈસા નથી" પછી ઘરધણી થોડું હસીને બોલ્યો " પરમેશ્વરે મને તને મદદ આપવાને માટે મોકલ્યો છે " એમ કહીને તેણે પોતાના ઘરમાંથી ચાળીશ રૂપિયા લાવી આપ્યા. તેનાથી તેણે કૉલેજની ફી આપી, અને બીજી જોઇતી વસ્તુ ખરીદી.

---

## ૬૯ "ઇશ્વર મને ખાવાનું આપશે"

યૂરોપમાં ખ્રિસ્તીધર્મનો પહેલો પ્રચાર થવાની વેળાએ ખ્રિસ્તના શિષ્યોને ચારે બાજુએ જુલમ વેઠવા સાથે માર ખાવો પડતો હતો. આ વખતે એક ખ્રિસ્તી સ્ત્રી સર્વદા કહેતી હતી કે, "મને કોઇ રીતની ખોટ નથી, કારણ કે પરમેશ્વર મને જે ચીજની જરૂર હશે તે સવ આપશે" એક દિવસે સાધારણ ઉપાસનામાં સામેલ નહિ થવાને માટે તેને અપરાધી ગણીને એક ખ્રિસ્તધર્મદ્વેષી ન્યાયાધીશની આગળ લાવવામાં આવી. ન્યાયાધીશે તેને જોઇને મશ્કરીમાં કહ્યું " ઘણા દિવસથી તને મારી કોર્ટમાં લાવવાની ઇચ્છા હતી;

હમણા હું તને કેદખાનામા મોકલીશ. તે વેળાએ ત્યા તને કોણ ખાવા આપશે ?" પેલી ધર્મશીલ સ્ત્રીએ જવાબ આપ્યો "મારા સ્વર્ગીય પિતાની જો ઇચ્છા હશે તો તે આપના ખોરાકમાથી મને ખાવાનુ આપશે !" અને તેમજ બન્યુ. પેલો ન્યાયાધીશ ખ્રિસ્તી સ્ત્રીની દઢતા અને ઇશ્વર ઉપર વિશ્વાસ જોઇને એવો તો મોહિત અને આશ્ચર્યચકિત થયો કે તેની હૃદયથી ભક્તિ કરી શક્યા સિવાય રહી શકયો નહિ, અને યત્નની સાથે પોતાના ખોરાકમાથી દરરોજ તેણીને ખાવાનુ મોકલવા લાગ્યો તે જેટલા દિવસ કેદખાનામા હતી તેટલા દિવસ ન્યાયાધીશ દરરોજ પોતાના ખોરાકમાથી પેલી ધર્મ-શીલ સ્ત્રીને ખાવાનુ પૂરૂ પાડતો હતો

આપણે શુ ઇશ્વરના ઉપર પેલી ખ્રિસ્તી સ્ત્રીની પેઠે વિશ્વાસ રાખતા શીખ્યા છીએ ? આપણે પોતાનો બોજો અને ફીકર લઇને કષ્ટથી અને દુર્ભાવનાથી ઉન્મત્તની પેઠે અહિથી તહિ દોડતા ફરીએ છીએ થોડીક વિપદ્ સામે જોયાથી એકદમ હતાશ થઈ જઇએ છીએ પરતુ ખરેખરા વિશ્વાસુ અને નિર્ભરશીલ જેઓ છે તેઓ પોતાનો સર્વ આધાર ઇશ્વર ઉપર નાખીને નિશ્ચિત અને નિર્લિપ્ત-ભાવથી સસાર ચલાવે છે

## ૭૦ કેવું સુખદાયક મૃત્યુ !

એક બાળક યોદ્ધો લઢાઇમા ઘણો જખમી થયાથી તેને એક દવાશાળામા લઇ જવામા આવ્યો બાળકને એવી જગાપર જખમ થયો હતો કે, તેને જીવવાની આશા નહોતી બાળકનુ મૃત્યુ ઘણુ પાસે આવ્યુ હતુ તે વેળાએ એક સ્ત્રી તેના બિછાનાની પાસે બેસીને તેના મૃત્યુની અવસ્થા જોતી હતી મરવા પર આવેલા બાળકને

કોમળ હૃદયની સ્ત્રીએ પૂછ્યુ " બેટા ! તારૂ મૃત્યુ પાસે છે જો હમણા તારૂ મૃત્યુ આવે તો તુ શુ તેને માટે તૈયાર છે ? " પેલી સ્ત્રીના ઉપલ્યા વાક્ય બાળકના સાભળવામા આવ્યા કે તરત બાળક પોતાની બને આખ ઉઘાડી થોડુ હસતા અતિ ક્ષીણ અવાજથી બોલ્યો, "હુ તે માટે તૈયાર છુ આ આખુ જગત્ તેનુજ છે ! " આટલુ કહીને બાળકે પોતાની છાતી ઉપર હાથ મુકયો પછી પેલી સ્ત્રીએ બાળકના માથાપર હાથ મૂકીને પૂછ્યુ, " પરમેશ્વર તારા હૃદયરાજ્યનુ શાસન કરે છે, અને એજ નિયમિત કરે છે શુ એનુ તુ દર્શન કરે છે ? " બાળકે જવાબ આપ્યો, " હા ! તેના (પરમેશ્વરના) વાકય હમણા જેમ નિબિડ અધકારપૂર્ણ મૃત્યુના રહેઠાણમાથી નીકળે છે, તેમ આ ચગાચર બ્રહ્માડના ઘણે છેટેથી સુમધુર અને સુલલિત ભાવથી તેના વાકય પ્રતિધ્વાનત થાય છે ! " બાળકે પોતાના હૃદય ઉપર બે હાથ મુકયા હતા, તે ખસ્યા નહિ અને શાતિમય મૃત્યુ આવીને તે નાની ઉમ્મરના ભક્ત બાળકને પોતાની અનતકરૂણામયી જગજ્જનનીની ગોદમા મૂકી આવ્યુ બાળક હસતો હસતો, જનનીનુ સ્મરણ કરતો કરતો, દિવ્યધામમા ચાલ્યો ગયો ! જો સુખથી પરલોકમા જવા ઇચ્છતા હો તો તે પ્રેમમય પરમેશ્વરને હૃદયમા સ્થાન આપો તેને આ લોક અને પરલોકનો એક માત્ર આશ્રયદાતા સમજીને સર્વદા તેના શરણાપન્ન થઇને સસારમા રહો

## ૭૧ ઇશ્વર ઉપર આધાર

એક વેળાએ સાકસનિના એક ડ્યુકે વગર કારણે જર્મનીના એક પાદરીની વિરૂદ્ધમા લઢાઈ કરવાનુ કહ્યુ તે વેળાએ પાદરીઓ પણ જમીનદારોની પેઠે લશ્કર એકઠુ કરીને લઢાઇઓ કરતા હતા પરતુ પેલો પાદરી તેવો માણસ નહોતો ડ્યુક તેની ખાશિયત જાણતો નહોતો, તે માટે પાદરીએ લઢાઇનો કેવો બદોબસ્ત કર્યો છે, તે જાણવાને માટે અને તેની ગતિ જોવાને માટે ડ્યુકે એક છુપો

જાસુસ મોકલ્યો તે જાસુસ પાદરીની તરફથી પાછો આવ્યો ડ્યુકે તેને આગ્રહની સાથે ઘણા સવાલો પૂછ્યા તેણે જવાબમા કહ્યુ કે, “મહારાજ ! તમે વગર હરકતે તેના ઉપર ચઢાઇ કરીને હરાવી શકશો તેણે લઢાઇ કરવાનો કઇપણ બદોબસ્ત કર્યો નથી ” ડ્યુકે પૂછ્યુ, “ તુ શુ બોલ્યો ? તેણે શુ કહ્યુ ? ” જાસુસ કહ્યુ, “તેણે કહ્યુ કે હુ ધર્મપ્રચારક છુ. દુખીનુ પ્રતિપાલન કરવુ, રોગીની સેવા કરવી, વગેરે નિયમિત કામમા હુ લાગીશ, અને લઢાઇના સબધમા ઇશ્વરના ઉપર સમસ્ત બોજો મકીને નિશ્ચિત રહ્યો છુ ” આ સાભળીને ડ્યુકે કહ્યુ, “ખરૂ છે ! બીજા ચાહે તો તેની સાથે ભલે લઢાઇ કરે, પરતુ હુ તો કરીશ નહિ !”

ઇશ્વરના ઉપર પેલા પાદરીનો કેવો સુદર વિશ્વાસપૂર્ણ ભાવ હતો ! આપણે સામાન્ય એક સાસારિક કામમા ઇશ્વરના ઉપર ભરોસો મકીને નિશ્ચિત થઇ શકતા નથી એથી ઉલટુ આ પાદરીની વિરૂદ્ધ ડ્યુક લઢાઇ કરવાને તૈયાર થયો છે, છના તે તેથી તદ્દન બેદરકાર બનીને, માત્ર ઇશ્વરના ઉપર વિશ્વાસ રાખીને નિશ્ચિત મનથી પોતાના કર્તવ્ય પાલનમા લાગ્યો છે ! ઇશ્વરના ઉપર આવો દઢ ભાવ ન હોય તો મનુષ્ય કદી પણ આ સસારના બધનથી મુક્ત થઇને શાતિ મેળવી શકતો નથી વળી જ્યાસુધી તેના ઉપર આપણો વિશ્વાસ અટલ રહેશે નહિ ત્યાસુધી કદી આવો પૂર્ણ દઢ ભાવ ઉત્પન્ન થઇ શકશે નહિ આપણે ઇશ્વર ઉપર જેટલો આધાર રાખતા શીખીશુ તેટલી આપણી ઇશ્વર ઉપર મજબૂત શ્રદ્ધા થતી જશે

## ૭૨ સિકદર અને તેનો વૈદ્ય.

જ્યારે સિકદર બાદશાહ એકવાર સખ્ત તાવથી તડફડીયા મારતો હતો ત્યારે તેના વૈદ્ય ફિલિપના વિરૂદ્ધમા એક માણસે બહુ છુપી રીતે એક કાગળ મોકલ્યો તે કાગળમા લખ્યુ હતુ કે તમારો વૈદ્ય તમને

ઝેર ખવરાવી તમારા જીવનનો નાશ કરવાની તદબીરમા ફરે છે !" સિકદરને જ્યારે તે કાગળ મળ્યો ત્યારે ફિલિપ તેના બિછાનાની પાસે બેસીને ઔષધ ખવરાવતો હતો સિકદરે એ કાગળ વાચીને ફિલિપના હાથમા આપ્યો અને તેણે આપેલુ ઔષધ તરત પી ગયો ! તે ઔષધ પીધાથી તેનુ શરીર ધીરે ધીરે સારૂ થયુ, અને તે થોડી મુદતમા સારો થયો માણસ જો માણસના ઉપર આવો વિશ્વાસ રાખી શકે છે, તો પછી સર્વ સિદ્ધિદાતા પરમેશ્વરના ઉપર કેટલે દરજ્જે વિશ્વાસ અને ભરૂસો રાખવો જોઇયે તેનો આ બનાવ ઉપરથી વિચાર કરવા ઘટે છે

## ૭૩ વિશ્વાસની આવશ્યક્તા

જે સરળભાવથી ઇશ્વરની આગળ પ્રાર્થના કરે છે, તેની પ્રાથના ઇશ્વર પૂર્ણ કરે છે પરતુ ઘણીક વખતે આપણે જેવી ઇચ્છા તથા આશા રાખીએ છીએ તેનાથી ઉલટુ આપણી પ્રાર્થનાનુ ફળ મળે છે એક આફ્રિકાના હબસીએ કુદરતનુ કામ જોઇ દઢ વિશ્વાસ કર્યો કે કુદરતનો બનાવનાર એક દયાવાન મહાપુરૂષ છે તે વિશ્વાસના ઉપર નિર્ભર થઇને તે હમેશા તેની પાસે પ્રાર્થના કરતો હતો કે, " તારા વિષયે હુ કઇ વધારે જાણી શકુ તેવુ કર " આવી રીતે કેટલાક દિવસ ગયા એક દહાડો તે અને બીજા કેટલાક હબસી જગલમા પકડાયા ત્યાર પછી તેઓને ગુલામ કરીને વેચ્યા આ બનાવથી ઇશ્વરની દયા ઉપર તેને સદેહ ઉત્પન્ન થયો તે વિચાર કરવા લાગ્યો કે, જો આ જગતમા દયાળુ અને ન્યાયવાન કોઈ પણ મહાશક્તિમય પુરૂષ હોત તો તે કદી પણ નિર્દોષ અને સાધુના ઉપર પ્રતારણા થવા ન દેત, તથા અન્યાયને જય મેળવવા દેત નહિ જ્યારે તેનુ મન આવી રીતે સદેહથી ડામાડોળ થવા લાગ્યુ હતુ, ત્યારે તે અમેરિકામાના એક ધાર્મિક ખ્રિસ્તી કુટુબમા ગુલામ તરીકે વેચાયો ત્યા તેને ધર્મ વિષયમા ઘણુ શિક્ષણ મળ્યુ ધીરે ધીરે

ઈશ્વરના સ્વરૂપ સબધમા તેનુ જ્ઞાન પ્રસ્ફુટિત થયુ, અને તે ઈશ્વર-ને પ્રાણસખારૂપથી હૃદયમા અનુભવ કરતા શીખ્યો તે વેળાએ તેના મનમા આવ્યુ કે ઈશ્વર સુખી કરીનેજ નહિ પણ દુ ખ દ્વારા પણ મનુષ્યની પ્રાર્થના સફળ કરે છે, અને તેને અનત સુખના રાજ્યમા લઇ જાય છે

ઈશ્વરનુ કામ મનુષ્યકલ્પનાની બહાર છે તે કોઇ વેળાએ સુખમાથી, તો કોઇ વેળાએ દુ ખમાથી આપણને પોતાને રસ્તે દોરે છે ઈશ્વરના બનાવની કયા હદ રહી છે તેનો નિર્ણય કરવો એ મનુષ્ય-બુદ્ધિને અસાધ્ય છે ઈશ્વર મગળમય છે તે હમેશા મગળજ કરે છે આવો વિશ્વાસ રાખીને ધીરભાવથી વાટ જોવા સિવાય મનુષ્યને બીજો કઇ ઉપાય નથી

---

## ૭૪ દુ ખ શુ અમગળનું કારણ છે ?

એક યુવાનને એક વખતે શરીરના કોઇ ભાગમા જખમ પડયો હતો, અને તે સારો થવો ઘણો મુશ્કેલ હતો આ પુરૂષનો એક મિત્ર સર્વદા પાસે રહીને તેની સેવા કરતો હતો જખમ સારો થવાને માટે તેના મિત્રે તેને ઉઘાડો રાખવાને માટે વિનતિ કર્યાથી પીડિત મા-ણસે મિત્રની વિનતિ માની અને તે જખમની તરફ જોઇને બોલ્યો, "આ દરદ મારી પાસે અમૂલ્ય ધનસ્વરૂપ થયુ છે આ પીડાએ મને યૌવનના અહકાર અને ગર્વના હાથથી બચાવ્યો છે મારી આશાનુ સ્થળ અને હમેશાનુ એક માત્ર ધન જે પ્રભુ તેના ઉપર વિશ્વાસ રાખવાનુ હું શીખ્યો છુ અને મને ઈશ્વરે પોતાના નિકેતનની પાસે લઈ જવાને યોગ્ય કર્યો છે " આહા ! કેવી મધુર વાત ! પ્રાણના પ્રિયતમ દેવતાને પ્રાણમા રાખ્યાથી આગમા પણ મનુષ્ય પોતાને શીતળ સરોવરમા પડયા જેવો અનુભવ કરે છે કૃપામય પરમેશ્વર સમયે સમયે દુ ખ અને કષ્ટ માનવના મગળનેજ માટે મોકલે છે વિચાર કરીને જોયાથી ઈશ્વરની અગાધ લીલા સમજી શકાશે

---

## ૭૫ થિયોડર પાર્કર.

મહાત્મા થિયોડર પાર્કરના સમયમા અમેરિકામા ગુલામની રીતિ ઉપર ઘણી ગડબડ મચી હતી તે વેળાએ અમેરિકાના ઘણા-ખરા માણસો ગુલામગીરી કરાવવાના પક્ષમા હતા કોઇ પણ ગુલામ-ગીરીના વિરૂદ્ધમા બોલી શકતા નહોતા કેવળ મહાવીર એકેશ્વર-વાદી થિયોડર પાર્કર જ ગુલામગીરીના વિરૂદ્ધમા ઉભો રહ્યો થિયો-ડર પાર્કર એક તરફ ધર્મસબધી સુધારો કરવાને માટે યત્ન કરતો હતો અને બીજી તરફ ગુલામગીરીને નાબુદ કરવાને ઉભો હતો તેથી તેના ઉપર અમેરિકાના સર્વ લોક રૂઠયા હતા પરતુ પરમવિશ્વાસી પાર્કર શત્રુઓની કઇ દરકાર નહિ રાખતા એક દિવસને માટે પણ પોતાની ફરજમાથી હઠયો નહોતો ઉલટો તે પરમ ઉત્સાહ અને જ્વલત તેજની સાથે સર્વ અડચણ અને વિઘ્નોને દૂર કરીને સત્ય-રાજ્યની તરફ આગળ વધતો હતો એક દહાડો તેણે સાભળ્યુ કે, બોસ્ટન નગરમા ગુલામગીરીને ટેકો આપવા માટે એક સભા થનાર છે તેણે તે સભામા જવાનો ઇરાદો કર્યો તેના મિત્રોએ ત્યા જ-વાથી તેને મારી નાખશે એવુ કહ્યુ, તે છતા તેણે પોતાનો ઇરાદો છોડયો નહિ, અને ગુલામીની રક્ષા કરનારી સભામા તે ગયો તે સભામા ત્રણ હજારથી વધારે માણસો હતા, તે સર્વ ગુલામગીરી ચાલુ રાખવાના પક્ષના હતા પાર્કર એક ખુણામા બેસીને સભાનુ કામ જોતો હતો સભામા મોટા મોટા ભાષણ કરનારાઓ ઉચ્ચસ્વરથી ગુલામ-ગીરીની રીતિ ચાલુ રાખવી એ ઘણી જરૂર છે, તે સાબીત કરવા લાગ્યા. એક ભાષણ કરનારે કહ્યુ કે, "જો નાસ્તિક પાર્કર અહિ હાજર હોત તો તે કદી પણ આપણી દલીલોનુ ખડન કરી શકત નહિ" પાર્કર ગેલેરીમા બેસીને તે સાભળતો હતો ઉપલુ વાકય સાભળીને વીરતાથી ઉભો રહી તે બોલ્યો, "પાર્કર આ મામલામા શુ કહે છે તે શુ સાંભળવાની ઇચ્છા કરો છો? તો તે સાભળો!" આટલું કહેતા-માજ ચોતરફથી સર્વે ઉચા સ્વરથી કહેવા લાગ્યા, "એને મારો,"

"અહિં થી એને નાખી દો" હજારો માણસના મોમાથી ઉપરનો એકજ અવાજ સભળાતો હતો મહાત્મા થિયોડર પાર્કર સ્થિર ભાવથી ઉભો રહી સિંહ જેવો અવાજ કરીને બોલ્યો, "મને મારી નાખશો ? મને નાખી દેશો ?" પાર્કર પોતાની છાતી ફુલાવીને કહેવા લાગ્યો, "તમે તેમ કરી શકશો નહિ હુ તમારી સામે ઉભો છુ તમે જે કરવા ઇચ્છતા હો તે કરો" મહાવીર પાર્કરે ઉચ્ચસ્વરથી પોતાનો મત કહ્યો તેના શબ્દો અગ્નિશલાકાની પેઠે સ્વાર્થપર નિષ્ઠુર માણસના પ્રાણને વિદ્ધ કરવા લાગ્યા તેની તેજોમય મૂર્તિયે અને જીવત વક્તૃત્વે સર્વને મુગા અને સ્તભિત કરી મુકયા પાર્કરે પોતાનુ ભાષણ પૂરૂ કર્યું અને પછી તે વીરની પેઠે પોતાને ઘેર ગયો

## ૭૬ બાળકનો સંતોષ

એક દહાડો એક સહૃદયી, પરદુખે દુખી થનારી બાઇ લડન નગરના એક ગરીબ મહોલ્લામા જઇને સઘની દુરવસ્થાની ખબર લેતી હતી તે વેળાએ સખ્ત ટાઢ પડતી હતી તેણે એક ભાગેલા અને કચરાવાળા ઘરને ત્રીજે માળે જઇને એક ઓરડીનો દરવાજો ઠોકયો લડન જેવા ઠડા દેશમ, વિશેષત શીઆળામા, સર્વથી ઉપરના મજલાની ઓરડીઓમા ઘણુ કષ્ટ થાય છે, તેથી તે સસ્તે ભાડે આપવામા આવેછે તેમા ગરીબ લોકો વસે છે પેલી સ્ત્રી તે ઓરડીનો દરવાજો ઠોકવા લાગી ઓરડી ટાઢ અને બરફથી બચી નહોતી તે છતા તેની અદરથી કોમલ સ્વરથી એક બાળકે જવાબ આપ્યો, "દરવાજાની ઉપર એક દોરડી છે તે પકડીને ખેચો" તે દોરડી ખેચ્યાથી બારણુ ઉઘડયુ, તે અદર ગઇ અદર જઇને જુએ છે તો બે નાના છોકરા ફાટેલા કપડા ઓઢીને પડેલા છે તેમની પાસે કોઇ નહોતુ તેને જોતા જણાયુ કે ટાઢથી અને ભૂખથી તેઓને ઘણુ કષ્ટ થાય છે

પેલી ભલી સ્ત્રીએ પૂછ્યુ, "બેટા ! તમે કેવી રીતે અહિ રહો છો ? જોવામા આવે છે કે તમારૂ કોઇ નથી તમે તમારૂ પોષણ કેવી રીતે મેળવી શકો છો ?"

પેલા બે બાળકમાથી જે મોટો હતો તેણે સરળ ભાવથી જવાબ આપ્યો, " નહિ મા ! પરમેશ્વર અમને જુએ છે ! તેજ અમને સર્વ આપે છે !"

દયાવ ત સ્ત્રીએ પાછુ પૂછ્યુ, ' શીઆળાની વેળાએ તમારી ઓરડીમા કઇ પણ તાપણુ નથી આહા ! તમને શુ ટાઢ વાતી નથી ?"

બાલિકાએ જવાબ આપ્યો, " કેમ, આ ગોદડી જુઓછો ને ? જ્યારે ઘણી ટાઢ વાય છે ત્યારે ગોદડી ઉપર લઇને સૂઇ જઇએ છીએ, અને હુ ટમીને વળગીને સૂઇ જાઉ છુ તે પણ મને વળગે છે, તે વળાએ અમને ટાઢ જણાતી નથી ! "

ફરી પેલી સ્ત્રીએ પૃછ્યુ, " સારૂ, તમને કેવી રીતે ખાવાનુ મળે છે ? "

બાલિકાએ જવાબ આપ્યો " જ્યારે મારી મા ઘેર આવે છે ત્યારે અમારે માટે થોડુક ખાવાનુ લાવે છે મા ઘણીવાર કહે છે કે, તમે પરમેશ્વરના પક્ષી છો નાના પક્ષીઓને માટે તે જેમ ખાવાનુ અપાવે છે તેમ અમારા માટે પણ તે અપાવે છે અમે દરરોજ આવી પ્રાર્થના કરીએ છીએ કે, હે પરમેશ્વર ! અમોને દરરોજ ખાવાનુ આપ તુ અમારો પિતા છે ! "

બાળકનો આ સરળ વિશ્વાસ, તેની નિર્ભર અને સતોષની વાત સાભળતા પેલી દયાળુ સ્ત્રીની આખમા આસુ આવ્યા પેલી સ્ત્રીના મનમા કોઇ કોઇ વખતે આશકા ઉત્પન્ન થતી કે અવસ્થા-વૈગુણ્યથી મને પણ કોઇ વેળાએ અનાહારથી પ્રાણ છોડવા પડશે ! પરતુ આજ દરિદ્ર, અસહાય, બાળકની સરળ દીલના વાત સાભળી એકી વારે મુગ્ધ થઇ ગઇ પેલા બાળકની પાસેથી તેણે ઇશ્વરની કરૂણાની

ઉપર વિશ્વાસ અને નિર્ભય વિષયે જે અમૂલ્ય શિક્ષણ મેળવ્યુ હતું તે કદી ભૂલી શકી નહિ

## ૭૭ પ્રાર્થનાનો જવાબ

જે વેળાએ ગુલામગીરીની રીતિ કાઢી નાખવાને માટે યુનાઇટેડ સ્ટેટ્સના ઉત્તર અને દક્ષિણ ભાગમા ઘણી લઢાઇઓ થઇ હતી, તે વેળાએ મહાત્મા મુડી વગેરે કેટલાક દયાર્દ્ર હૃદયના પુરૂષ જખમી સિપાઇઓમા ધર્મભાવ ફેલાવવાને માટે હમેશા યત્ન કરતા હતા તેઓના પ્રશંસનીય યત્નથી સર્વ સૈનિક ભાગમા એવો આશ્ચર્યકારક ફેરફાર થઇ ગયો હતો કે ધર્મના નામથી, કર્તવ્યના નામથી, ઘણાંકો પ્રસન્ન ચિત્તથી દુ સહ યંત્રણા સહન કરતા હતા, અને વિપત્તિની વેળાએ ઈશ્વરના ઉપર આત્મસમર્પણ કરીને ઇશ્વરની મંગળ ઇચ્છા ઉપર ભરોસો રાખતા નથી

એક વાર એક સૈનિક ટુકડી રણક્ષેત્રમાથી સેનાપતિના હુકમથી બીજી જગાપર ગઇ હતી, પરંતુ જેઓ જખમી થયા હતા તથા ચાલવાને અશક્ત હતા તેઓને તે જગાપર મૂકીને સૈન્યની ટુકડી જતી રહી હતી પેલા પરિત્યક્ત અભાગીયાઓને ખાવાનુ કઇજ નહોતુ, સર્વ ભૂખ્યા મરી જવાની આશંકા કરવા લાગ્યા અંતે તેઓમાના એક માણસે કહ્યુ "ભાઇઓ! ચિંતા કરવી કામની નથી! આવો આપણે ઇશ્વરનુ સ્મરણ કરીએ તે જો આપણને જીવતા રાખવાની ઈચ્છા કરશે તો જરૂર ખોરાક લાવી આપશે કયાથી આવશે તે હુ જાણતો નથી અને જો તેની તેવી ઇચ્છા નહિ હશે તોય શી ફીકર છે? તેની ઇચ્છા પૂર્ણ થાઓ. મૃત્યુને માટે તૈયાર થઇએ" ત્યાર પછી સર્વે જણે પ્રાર્થના કરી રહ્યા પછી સામા પક્ષ તરફના માણસોએ આવીને તેમને ખોરાક આપ્યો ધન્ય ઇશ્વરમહિમા

**સમાપ્ત**

